॥ શ્રી ... ઃ ॥

અમ્હારા આનંદપત્રમાં ત્રી... જા વર્ષના અંક ૭ થી શરૂ
થઇ ચોથા વર્ષના ૧૨ મા ... અંકમાં સંપૂર્ણ થયેલ

# રાસારંભ

(શ્રીમત ભાગવત દશમસ્કંધ અધ્યાય ... ૨૯ શ્લોક ૪૨ ટીકા સમેત).


લેખક.

અનંતપ્રસાદ ત્રીકમલાલ ... શ્રી વૈષ્ણવ.



પ્રકાશક,

દશરથલાલ ગંગારા... વ્યાસ.

અધિપતિ-આન...દ માસિકપત્ર.

...પાટણ-ગુજરાત.

શ્રી સત્યવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાં...કળચંદ હરિલાલે છાપ્યો.

પાંચકૂવા ...નવાદરવાજા—અમદાવાદ.

સંવત ૧૯૬૬. સન ૧૯૧૦.

કિમ્મત રૂ. ૦-૬-૦.

# સુચનાં

આ રાસારંભનાં ૬૪ પૃષ્ઠ છે પણ પૃ. ૧૨ પછી  તેરને બદલે ૧૯ નો પૃષ્ટાંક પડ્યો છે તથા પૃષ્ઠ. ૪૯ ને બદલે ૫૯ છે તેની સુચના પૃ. ૫૭ મે છે તે સુધારી વાંચવું.

श्रीमते रामानुजाय नमः




## શ્રીમત્ ભાગવત દશમસ્કંધ અધ્યાય ૨૯ શ્લોક ૪૨ ટીકા સમેત.


( લેખક રા. રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રી વૈષ્ણવ. )





મત્ વૃંદાવનમાં જતાંજ વિચાર આવે છે કે, આ સ્થળનું આટલું બધું ગૌરવ શાથી છે ? તે " રાસભૂમી " હોવાથી તેનો આરંભ શ્રી કૃષ્ણાવતારમાં થયો, અદ્યાપી ત્યાં તે થયાં જાય છે; તે ગોપીયો સાથે શ્રી કૃષ્ણે કરેલ લીલા છે. શૃંગાર પ્રાધાન્ય છે: એકાદ " કીર્તિસ્તંભ " કોઇ લૌકિક મહન્ કાર્યના સ્મરણાર્થે હોય, પણ જયાં કેવળ વન હતું ( જે પરથી અદ્યાપી વૃંદાવનજ નામ રહ્યું છે. ) ત્યાં, જે ક્રીડા કરી ત્હેના સ્મરણમાં હજારો મંદર ને ત્હેમાં જે રાધાકૃષ્ણ જુગલ જોડી ( રાસના નાયક ને નાયીકા ) છે તે ચોખુટ આર્યાવર્ત્તથી પોતાના પરમઇષ્ટ તરીકે પુજાઇ રહ્યાં છે, ને જેના એ ચારિત્રના ગુણ પાંચ હજાર વર્ષ એ પ્રસંગ બન્યાને થયા છતાં ને તે એક વનમાં, ખુણામાં, રાતે, ગ્વાલ બાળ ને ગ્વાલ સ્રીઓના વચમાંજ થયા છતાં; અદ્યાપી સકળ આર્યભાષામાં આબાળવૃદ્ધમાં તે ગુણે પરમ પવિત્ર ને સફળ મંગળકર સમઝાઇ ગવાઇ રહ્યા છે એથી વિશેષ પ્રત્યક્ષ ને પ્રાૈઢ પ્રમાણ ત્હેની પ્રભુતા માટે શું જોઇએ ? નૃસિંહ મંહેતાને ચૈતન્ય સ્વામી, શ્રી ગુસાંઇજીને શ્રી મહાપ્રભુજી, અષ્ટસખાને મીરાંબાઇ, જેવાં એ તો અદ્યાપી ત્યાં રાસ રમાયાં કરે છે એમ અનુભવસિદ્ધ કર્યું છે. ને તે ક્રીડાનાં સ્થાન, ચોરાશી વન ને ત્હેની યાત્રા સંખ્યાબંધ સેવકો પ્રતિસાલ અતિ વ્હાલથી હાલે કરે છેજ ને હજીએ કંઇ કંઇ અનન્ય ભક્ત પોતાના અનુભવ ઉચ્ચરે છે નવા કંઇક તે અનુભવ મળવા આશા પણ ધરે છે, ને તે માટે ઘરબાર છોડી ત્યાં ગાંડા જેવા ફરતા ફરે છે. એ બધું જોઇ જાણી અમને વિચાર આવ્યો કે, વ્હાનો " આરંભ " જે દિવસે થયો તે દિવસનો વૃત્તાન્ત પરમ પ્રમાણિક ને સર્વ શિષ્ટને સંમત એવો કયાંથી મળે ? સદ્ય સુઝયું કે શ્રીમત્ ભાગવતમાંથી શ્રી શુકદેવજી મહારાજે સેંકડો ત્રિકાળજ્ઞ રૂષિઓના સમક્ષ પરિક્ષિત મહારાજને કહી સંભળાવ્યો છે. કહેનારા પરમયોગી, વિરક્ત, પિતાના પ્રેમમાં પણ અનાસક્ત, યદ્યપિ ને પિતા સાક્ષાત વેદવ્યાસ હતા છતાં—જન્મથીજ તરૂદ્વારા ઉત્તર આપે એવા સમર્થ ને તેમ છતાં—તેઓજ આવી શૃંગારની કથા સત્ય માની પવિત્ર જાણી આદરથી કહે, ને તે પણ રાજાની સમક્ષ જે રજોગુણમાંજ ઉછરેલ ને મોહ છોડી પરમપદે દોડવા મરણ માટે તૈયાર થયેલ એટલે સંસારની અસારતાજ તેના મનપર ઠસાવવી ચહી છે તે વેળા તેવા પરમયોગીએ હજારો શિષ્ટોની સ્હામા પોતાના સાચા સદાના પિતાને ઉદ્દેશીને ત્હેની શૃંગારની કથા કહી, અને તે પાછી અદ્યાપી વિશ્વખ્યાત વિરક્તોમાં પણ તે રહી. ભ-

લખલાએ તેને ચહી છે. એ લૌકિક દ્રષ્ટીથી અતીવ અદ્દભૂત છે! અનેક શંકાનું તે આ-સ્પદ છે, પ્રથમ સાંભળતી વેળા પણ શ્રી પરિક્ષિતને, કહેનારા સાક્ષાત શ્રી શુકદેવજી છતાં અનેક તર્કો ઉરમાં ઉપજી આવ્યા હતા. ને તેથી અમ્હારા દાદા શ્રી નૃસિંહ મહેતા તો કહે છે કે—:

એ રાસ રાજા પરિક્ષિતે પ્રીછયો નહીં. શુકદેવજીએ તેથી સંતાડયો,
જ્ઞાન વૈરાગ્યથી ગ્રંથ પૂરો કરી મુક્તિનો માર્ગ સીધો બતાડયો.

ત્હેમના શબ્દોમાં ત્હેના સાચા અધિકારી તો—

" એ રસનો સ્વાદ શંકર જાણે કે જાણે શુક યોગીરે,
જાણે કંઇક વ્રજની નારીઓ, જાણે નરસઇંયો ભોગીરે. "

એ રીતે ત્હેના અધિકારી અતિ ઉત્તમોત્તમજ છે. સામાન્ય હૃદય સદ્ય શંકા કરે છે કે, માતા પિતાનો વ્યભિચાર ત્હેના પુત્ર પુત્રીઓ પાસે કહેવો. એ શું ઉપદેશ! ધર્મ! જગત પિતા વ્યભિચાર કરે ને તેજ ધર્મ સ્થાપક કહેવાય! એવી ત્હેની વાતો જાણેથી અમ્હારૂં કલ્યાણ થાય! ગોપીઓનું વ્યભિચાર કરવાથી કલ્યાણ થયું! કામ રસજ મોક્ષનો વિરોધી તે પણ પાછો પરદારા પ્રતિ! ત્હેનું વર્ણન પાવનકર શી રીતે! એથી તો અવળી અસર થાય ને ત્હેનું પરિણામ તેવું જ આવે!! આવું વિચારી ઘણાતો ત્હેને અસંભવિત જ કહે છે. ઘણા ત્હેને અધ્યાત્મ રીતે ઘટાવી—પોતાના બળથી—તે યથાર્થ બનેલ બીના નથી એમ ઠરાવી ત્હેનો બચાવ કરે છે. એટલે કે વાસ્તવિક રીતે પણ તે વાત ખરી નથી, બની નથી, એમ સયુક્તિક અસંભવિતજ ઠરાવે છે, શુકદેવજીની ને પરિક્ષિતની પ્રતિષ્ટા જાળવવા, તેમણે લૌકિક શબ્દોમાં ગૂઢ કહ્યું છે. એમ પણ તેઓ ઠરાવે છે. બીજા બિચારા એ ઘુંચવણથી અલગજ રહે છે. કારણ આરંભમાં કહી ગયા પ્રમાણે અદ્યાપી તેના નામ નિશાન પાત્રોનું પુજન વર્ણન શિષ્ટો-માં સંમત ને ત્હેની જ શ્રેષ્ટતા સાક્ષાત શુકદેવજીથી લઇ સંતમાત્રના શબ્દોથી તો સિદ્ધ છે. અને મહેતાજી પ્રભૃતિનો ત્હેની પ્રત્યક્ષતાની હજી સાખ પુરે છે. અવતારી આચાર્યો તે તે અ-સલ સ્થાનો હાલ ઓળખાવે છે ને ભાવિક માત્ર તે જગે જ તેવી મૂર્તિઓ પધરાવી તેજ રીતે ત્હેમને પુજે છે. બલકે પ્રતિસાલ તે તે સ્થાનમાં તે તે લીલાનું તે રાતેજ હજી અનુકરણ કરવામાં હજારો રાસધારીયોની રોજી ચાલે છે. આવો પ્રબળ ને સજીવ પુરાવો જે માટે છે ત્હેને અસંભવિત અથવા આ બધા જ ત્હેનો ખરો અર્થ નથી સમજયા! એમ કેમ કહેવાય! ત્હેમને જે અનુભવ થયા તે ભ્રમ હોય પણ તેથી જ તેઓ તરી ગયા એતો નક્કી જ છે. એટલે એવી બીના બની છે એ વાતે પક્કી છે. ને તેથી પછી જે શંકાઓ અનેક ઉપજી તે પણ ટકી છે.

કંઇ ભાવિકતો અમ્હારા પ્રભુ એવાજ છે. જે એવા તેજ અમ્હારા પ્રભુ એમ લોકલાજ કે વેદ મર્યાદાની પરવા ન કરી તે બીનાને ખરી માનવા આગ્રહ કરે છે. તેપર દ્રઢ શ્રદ્ધા ધરે છે, તેજ ચારિત્રને વખાણે છે, ને ત્હેના સત્યપણા પરજ વિશ્વાસ રાખી મનથી એજ મોજ માણે છે, બલકે તેવા થવા થઇ જવા,ને બન્યા રહેવાજ ચાહ્યું છે, એજ પંથપર ધાય છે એટલે એમને તો હવે એ વિષયમાં શું કહેવું! ને શામાટે! ત્હેમની આસ્થાને તોડતા નથી તેઓ તે પંથ છોડવાના નથી, તે ત્હેમાં દ્રઢ રહેવા સાથે છે, રહેશેજ તેથી લાભ છે જ ને તેથી ત્હેમની આસ્થા પણ વધુ દ્રઢ થાય, ને બીજાઓને પણ આ ચરિત્રનું રહસ્ય લોક વેદ મર્યાદા અનુગુણ ગણાય, પરમ પુરૂષને છાજતુંજ, શુકદેવજીએ કહેવા, ને પરિક્ષિત એ સાંભળવા,ને અદ્યાપી અમ્હારે પણ

એનું રહસ્ય સમજવા યોગ્યજ તે ઠરે; એ વિચાર અતિ ઉત્તમ છે અમે તે સારૂ મૂળ શ્લોકને તે ઉપરની ટીકાઓ જોઇ ૪૨ શ્લોકોમાંજ "રાસના આરંભથીજ" એટલીજ કથાથી આ બધી વ્યથા જે પ્રમાણોથી દૂર કરી તેમાં ઠરી શકયા તે અહીં દર્શાવિએ.

આનંદ 'રસ' ત્હેનો સમુહ તે "રાસ" ત્હેનો આરંભ તે "રાસારંભ" એ આ આનંદ દેનારા પત્રોમાં આરંભમાં મૂકવો ઉચિતજ છે. અને તે માટે શ્રીમત્ ભાગવતના મૂળ શ્લોકોથી આરંભ થવો અતિઉચિત છે, ખરો પૂરાવો ખરૂં પ્રમાણુ તે છે તે જે રીતે અમે સમજયા છીએ તે સમજાવવા પુરતો પ્રયાસ આ અમ્હારો છે, પણુ તે ખરેખરતો આપને માટે છે. આપનો પણુ તેવોજ ને તેજ પ્રયાસ ઉલ્લાસ હોવો જોઇએ. એ જ આશને છેવટ વિશ્વાસ હોવો જોઇએ કે "હકીકત' નિષ્કલંક" ઉત્તમ" શ્રવણુ શિક્ષણુ યોગ્યજ છે ને તેથી અમ્હારા કરતાં પણુ આપ જો મદદમાંજ મન રાખશો, તો આપને ઘણું વધુ સુઝશે દાનત તેવી બરકત થશેજ, શ્રેયમાંજ હરકત ઉડાડે તે હરકત પોતેજ પેદા કરે છે. ને ત્હેને ટકાવી રાખવાજ ચ્હાય છે, તે પોતાનુંજ શ્રેય બગાડે છે તેવાં મન આ વાંચનારાનાં ન થાઓ. આ કોકડું ઘુચવવા નહીં પણુ ઉકેલવાને, ત્હેનોજ લાભ લેવા સહુ ચાહોને સહુ અમ્હારા જેવા વિચારના થાઓ! શાસ્ત્રકાર ને પ્રસિધ્ધકારની પણુ નિષ્ટા એવીજ શ્રેયસ્કર છે. ધૈર્યથી જુવો તો જણુશેકે ત્હેમાં કેટલું છે! કેવું છે! છેવટ શાસ્ત્રને જે દેવું છે તે "બ્રહ્મજ્ઞાનજ' છે!! તે એમાં જ છે શ્રુતિ પરમ પુરૂષના ગુણુ ગાન કરે ત્હેનું જ આ આખ્યાન છે. વ્યાસજી આ પુરાણુ–ગુણુગાન વધુ કરવાજ લખે છે ને શુકદેવજી તો "બ્રહ્માનંદના જ ભોગી છે તે તો ગુણુગાન કરવાનેજ "સુધાપાન" રેડે છે. તે ત્હેમનાજ શબ્દોમાં અહીં આ પ્રમાણે વહે છે.

રસના સુમુહના આરંભને સાટે આરંભમાં આટલો "આરંભ" રૂપ ઉપોદ્ઘાત બસ છે.

**श्री शुकउवाच--भगवानपि तारात्रीः शरदो त्फूल्लमल्लिकाः**
**वीक्ष्यरन्तुं मनश्चक्रे योग माया मुपाश्रितः ॥ १॥**

**અર્થ भगवान् अपि** ભગવાન પણુ **ता**=તે **रात्री**–રાતો. **शरद्**=શરદરૂતુની **उत्फूल्ल**=ખીલી છે **मल्लिका**=માલતી **विक्ष्य**=જોઇને **रंतुं**=રમવાનું **मनः** મન**चक्रे**=કર્યું **योगमायाम्** યોગમાયાને **उपाश्रितः**=ધારણુ કરીને,

ભગવાને પણુ તે શરદની રાતો માલતીનાં ફુલ ખીલેલાં વાળી જોઇને યોગમાયાને ધારીને રમવાનું મન કર્યું.

**વિવેચન**—પહેલો શબ્દ, આ લીલાના નાયક માટે કૃષ્ન, ગોપાળ, નંદસુત આદિ નથી મુકયો પણુ **भगवान्** મુકયો છે. એથીજ સમજાવે છે કે, આ પ્રસંગ **भग** નામ છે. "ઐશ્વર્ય, **वान**" વાળા, ૧ જ્ઞાન, ૨ શક્તિ ૩ બળ, ૪ ઐશ્વર્ય, ને ૫ તેજ, સ્વરૂપ સિદ્ધ દીવ્ય છે, પ્રાકૃત નથી. ( વિશ્નુપુરાણુમાં શ્રીપરાશર સ્વામીનું વચન પ્રમાણુ છે. ) તે ભગવાનનો અર્થ એ કહે છે ને ખરો અર્થ જગતપતિને માટેજ ઘટે છે. જે ઇન્દ્રિયો વિના જાણે કરે. સત્યકા કામ સત્ય સંકલ્પ સઘળે સંપૂર્ણુ છે. તેના સ્વરૂપ સ્વભાવનો વિચાર આ શબ્દથીજ કરી લેવો. તેને ઓળખી રાખવો. જે મુખ્ય નાયક છે તે રાસનોજ નથી જગતનો જાણીતો છે. એક વેળાનો નથી. સદાનો છે, એના જેવો એજ છે. તે પોતે તો પૂર્ણુ કામ છે. એટલે જગત કરવાનું મન પણુ પોતા માટેજ કરવા–અમ્હારા જેવું કારણુ તો તેને નજ હોય! પૂર્ણુ કામ કાંઇપણુ

શું કામ કરે ! અહીં ત્હેનો ખુલાસો. **अपि**=શબ્દ મુકીને **रंतुंमनश्चक्रे** રમવાનું મન કર્યું એ-મ કાંધો છે તેમ તેજ ભગવાનને પણ, અપિ, રમવાનું ' રંતું ' **मनश्चक्रे**" મન કર્યું. જગત એ પ્રભુની લીલાજ કહેવાય છે. પૂર્ણકામ પોતામાટે વધુ આનંદ થવા અનેક લીલા કરે, જ-ગતમાં મહારાજાઓને સેનાની કમી નથી છતાં શતરંજ રમતા દીઠા છે. પ્રભુ પોતે પૂર્ણ કામ છે પણ તદ્દુપરાંત પોતાપાસે બીજી વસ્તુઓ છે. તેથી પણ આનંદ આવી શકે તેમ છે તો તેનો ઉપયોગ ઉપભોગ શું કામ ન કરવો ! કરે છે જ જગત રચ્યું છે એતો પ્રત્યક્ષ છે. પ્રભુ પૂર્ણ કામ છે, એમ પણ પ્રભુને માને છે તે તેવો તેનો માને છે; ને તેણે જ આ જ-ગત કર્યું છે એમ પણ તેઓજ માને છે એટલે તેની "લીલા" જ કારણ ઠીક ઠરે છે, તેના પર કોઇનું જોર બળતો હોવુંજ ન જોઇએ. તેમ હોય તો તો પછી તે બળ, અથવા તે બ-ળવાલો ખરો ઇશ્વર ઠરે ! તે જે કરે છે તે ખુશીથી જ સ્વેચ્છાથી પોતે સર્વજ્ઞ છે એટલે પોતાના આનંદ માટે જ. એટલે લીલા માટે જ કરે છે મ્હોટી લીલામાંન્હાની અનેક લીલા આંતરગત છે. એકનાં–મુખ્યનાં–કારણ, તેજ પેટાનાં કારણ છે. આ પણ એક તેવોજ પ્રસંગ છે. એટલે અહીં પણ રમવાનું મન કર્યું એમ જ કહ્યું છે. તે તેજ ન્યાયથી સિદ્ધ તે રીતે જ કર્યું છે. જે ન્યાયથી જગતકર્તૃત્વ સિદ્ધ છે—પ્રસિદ્ધ છે. તેમાં ઉપકરણ સામગ્રી " યોગમા-યા " જે તેમાં તેજ આમાં, પોતે તો બધે પુરો જેવો ને તેવો અવિકારી આનંદઘન સદા અનુરૂપ છે. જે વડે બીજાનું બીજું કરે છે. તે " યોગ " સામર્થ્યક ઐશ્વર્ય અને " માયા " અચિન્ત્ય શક્તિ છે. તે વડેજ, તેમાંથી, ત્હેનુંજ–એ પણ સહુ સુજ્ઞ સમજે છે. એટલે એ શબ્દો પણ અહીં મુક્યા આ કથા આ પ્રસંગ જગત કર્તા ભગવાનનો તેણે જેમ જગત સં-કલ્પથી રમવા માટે યોગમાયાના આશ્રયથી કર્યું તેના જેવો ને ત્હેનોજ કહી ગયા તેમ તે મોટી કૃતિનો નાનો ભાગ છે. પણ જગતમાં સાક્ષાત સર્વેશ્વરની કૃતી જગત ચાલવા માંડયા પછી બહુ થોડી હોય છે. કારણ બ્રહ્માથી માંડીને દેવો મનુષ્યો પશુ પ્રાણી સહુ કર્યાંજ કરે છે. તે-થીજ બહુધા બધુ બનતું દેખાય છે તેમાં સર્વેશ્વરની તો અંતર્ગત શક્તિ–હાજરી જ કહેવાય છે પણ આનો સાક્ષાત સર્વેશ્વર સાકાર તેજ માયાવાળા પ્રગટયા છે ને તે માયા તેજ વાપરે છે, એમ આરંભમાંજ શુકદેવજી કર્તા, કૃતિ, સાધન, હેતુ બધું દૈવી છે. એવું સમજાવે છે. " **भगवान् योगमायामुपाश्रितः** " **रंतुंमनश्चक्रे** " એમ એકેક શબ્દમાં બહુ અર્થ મુકયો છે તેમ તેની સાબીતી સારૂ એક પ્રત્યક્ષ પ્રમાણ પણ ત્યાં દર્શાવ્યું છે કે આ દૈવી પ્રસંગ છે, ને તે એકે, ઉત્ફુલ્લમલ્લિકા " માલતી ખીલી છે " એટલે જેને ખીલવાની ' રૂતુતો શરદ નથી પણ પ્રભુએ મન કર્યું, માયા શક્તિનો ઉપયોગ કર્યો, એટલે તે વેળા તે સ્થાને ન થવાનું પણ થયું. મુળે માયામાં બધું છે, બધામાં બધે બધું થવા પણું છે. પણ પ્રભુએ સાધારણ માટેતો ચોકસ નિ-યમો રાખ્યા છે. ને અહીં એક ચિન્હથી સમજી લેવું કે, સર્વ રૂતુની બ્હાર વનમાં હાજર થઇ ગઇ. કારણ, રમવાનું મન કર્યું. રમવાનાં જેટલાં ઉપકરણ હોવાં જોઇએ, જે પ્રકૃતિમાં, ભૂતળમાં, આ જગતમાં ભર્યાં છે તે તમામ એકસ્થાને સંકલ્પથી રમવાનું મન કર્યું–ત્યાં પ્રકટ થયા ને પોતે " વિક્ષ્ય "જોયું કે મ્હારા મન પ્રમાણે તૈયારી થઇ ગઈ. પોતેજેમ નાયક છે. રમવું એ ઉદેશ છે, તેમ તે રમણીય પ્રદેશ પણ પુરો. અને તે આ ટાણે ને આ સ્થાને બન્યો બનાવ્યો. હજી એક વાત રહી જાય છે. " **तारात्री**=" તે રાતો " શરદની " કહી ! એમાં પણ ઘણો અર્થ છે. એ માટે અહીંનીજ આગળની કથા છે ને તેમાંજ રાસનો ભાવ–પ્રભાવ હેતુ–બધું સર્વથા છે,

ભગવાન લીલા સ્વાર્થ માટે કહે છે ને પરાર્થે કરે છે ને તે પરાર્થે ઠરે છે. ક્રૂરજનની કૃતિપોતાને તો

સુખકર, પણ અન્યને દુઃખકરે હોય, પણ દયાળુ સમર્થની લીલાતો પોતાને મોજ ને બીજા ને પણ આનંદ પ્રદજ થાયછે, જગતને તેણે લીલા માટે, તેમજ પર ઉપકાર માટે, પણ કર્યું કહેવાય છે. એતનો ધર્મ અર્થ કામ મોક્ષ પામે. એ મહા ઉદાર પ્રભુનો ઉદ્દેશ છે એમ પણ બહુ શિષ્ટોનો મત છે તેજ ન્યાય અહીં આ રમવાનું મન કરવામાં આવ્યું—તૈયાર વન કરાવામાં આવ્યું તેમાં પણ છે એ આ "તારાત્રીથી" સમજાય છે. "શરદની તે રાતો" એટલે કઇ રાતો ? એ વિશેનો ખુલાસો પાછળના પ્રસંગથી થાય છે.:શ્રીમત્ ભાગવતમાંજ આ દશમસ્કંધમાંજ આ શ્રીકૃષ્ણ ચંદ્ર અને ગોપીયોના પ્રસંગમાંજ પૂર્વમાં કથા આવી ગઇ છે કે, જ્યારે હેમંત માસ આવ્યો હતો ત્યારે કેટલીક કુમારીકાએ કાત્યાયની વૃત શ્રીકૃષ્ણ અમ્હારા કાન્ત થાય એવાજ મનો ભાવથી કર્યું હતું. યદ્યપી તેમણે તે વરદાન દેવી પાસે માગ્યું હતું પરંતુ તેના વશમાંજ શ્રીકૃષ્ણ નહોતા તેમ તેઓ સમજતી હતી કે નહીં ત્હેની પરિક્ષા લેવા જેવું હતું. ભાગવતમાંજ આરંભમાં કથા આવે છે કે શ્રીક્ષીરસાગરવાશી નારાયણે દેવીને બોલાવી આજ્ઞા આપી કે, "યશોદાના ઉદરમાં જા. ને તેના બદલામાં તે અનેક તું નામ રૂપથી પુજાશે" જેણે તે આજ્ઞા ઉઠાવી ને તેથી તે વરદાનના ફળને પામ્યાં છે. એવું તેમનું મહાત્મ્ય દેશ પ્રસિદ્ધ અદ્યાપી છે, શ્રી કૃષ્ણની બ્હેનજ કહેવાય છે પરંતુ આ વ્રજ બાળાઓને શ્રી કૃષ્ણમાં દેવભાવ—સર્વેશ્વર ભાવ હતો કે નહીં! સકામ કર્મ માટે દેવ સેવા કરવી પણ વીધી છે. પણ ફળ પ્રદત્વ. ગીતાજીમાં પ્રભુ કહે છે કે, મ્હારૂં જ ગણવું જોઇએ–**लभतेचततःकामान् मयैव विहितान् हितान्** એ વચનમાં બહુ સ્પષ્ટ કર્યું છે. શ્રી રૂકમણી મહારાણીએ પ્રથમ પંડયા સાથે પત્ર પઠાવી પછી જગદંબાની સેવા આદરી ત્યાં હરી પતી માગ્યા ને તે પ્રભુએ પોતાની પ્રિયા પોતાને પૂરા પરખે છે, એમ તેના પત્રથી જાણ્યું ત્યારેજ તેનું મન માન્યું કર્યું. તેમ આ ગોપીયો જડચરમાં પોતાના અંગમાં પણ વ્હાલો ગુપ્ત તો વસે છેજ તેજ ખરો વ્હાલો છે, તેનાથી છાંનુ કોઇનું કશું કયાંહી હોઇ શકતું નથી. તેનાથી પરદો છેજ નહીં, રહી શકેજ નહીં તે એમ જાણતી હતી પરદો હતો તે તેણીયોએ તોડયો. વસ્ત્ર હરી તેમને હાથ સુદ્ધાં જોડાવ્યા, તો નિઃશંક તે ગોપાંગનાએ તેમજ કર્યું. તેમણે શ્રીકૃષ્ણને રગરગમાં વ્યાપેલ, હૃદયમાંજ બેહેલ જાણ્યા માન્યા, ને તેથીજ એમનાપર ન રોશ ન દોષ ધર્યો. ત્યારેજ પ્રભુએ તે વેળા વાયદો કર્યો કે તમારો મનોરથ હું પૂરો કરીશ સકામ કર્મ કર્યું. તેમાં પણ ગડબડ થઇ, દેવી તો પ્રસન્ન થઇ વરદાનજ ન દેવા આવ્યાં પણ પ્રભુજ વચમાં પધાર્યા ને તેમનો મનોભાવ કળી, તેમને છળી, તે ખરી ભાવિક નિકળી, ત્યારે તેની તૃપ્તી કરવા શરદરૂતુનો વાયદો કર્યો.

શ્રીમત્ ભાગવતના દશમસ્કંધના અધ્યાય ૨૨ મામાં આ વિષે સ્પષ્ટતમ છે, યદ્યપી જગતને જણાવવા બહારનો વેશ કાત્યાયની પૂજનનો, વૃત પણ તેનું પ્રાર્થના પણ ભદ્રકાળીની પરંતુ મન તો માવધમાંજ "નંદ ગોપસુતપતિ થાઓ" એ માગણીજ માત્ર નહીં પણ દેવીનું પુજન કરતાં પણ "**कृष्णचेतसः**" સ્નાન કરતાં પણ કૃષ્ણના ગુણગાન, એટલે મન, વાણીથી કૃષ્ણનુંજ સેવન કર્યા કીધું ને તેથી શ્રી શુકદેવજીના શબ્દમાં **भगवां स्तदभि प्रेत्य कृष्णो योगेश्वरेश्वरः वयस्यैरावृतस्तत्रगतस्तत्कर्म सिद्धये** પહેલા કહે છે "ભગવાન" પછી તે કોણ ? શ્રી કૃષ્ણ, તેનું શું સામર્થ્ય ! યોગીના ઇશ્વર જે શીવ સનકાદી તેના ઇશ્વર ને તેથીજ વયમાં સાત આઠ વર્ષના છતાં તેમનો મનોભાવે જાણી ગયા તેમ પોતાનો ભાવ શુદ્ધજ હતો એ લૌકિક રીતે પણ જણાવવા પોતાની સાથે સમાન વયના બાળકોને

પણ લઈ ગયા જેઓમાં કામ ભાવ વચને જોતાં હોયજ નહીં તેમ વ્રતનું ફળ તો પોતેજ આપવાનું હતું પણ વરદાન પણ પોતેજ આપ્યું. એટલે દેવી તો નિમિત્તજ રહ્યાં છે ગોપીયોને પ્રભુએ દ્રષ્ટીથી જોઈ કે પોતા પ્રત્યે **प्रेमपरिप्लुत** છે તે લૌકિક પ્રેમ નથી. સાત વર્ષના બાળમાં પતિભાવ કુમારીકાઓને બીજામાં તો કેમ આવે ! તેવા છોકરાની નચાવી તે કેમ નાચે ! તે બોલી છે. " શ્યામસુંદર અમે તમારી દાસીઓ છીએ " પ્રભુને " ધર્મજ્ઞ " કહે છે. શુચિ સ્મિતા તેને શુકદેવજી કહે છે. ને વધુ કહે છે, શુદ્ધ ભાવ પ્રસાદિત તેમને જોઇને તેમની પ્રતિ ભગવાન બોલ્યા કે " વિવસ્ત્ર બહાર આવો, સૂર્યને અંજલી કરો, વસ્ત્ર પહેરો " તેમણે તેમજ માત્ર નથી કર્યું પણ પછી પણ પ્રભુમાં અવિછીન્ન પ્રેમ હોઇને નિરખીજ રહી. એવી ચોટી ગઈ કે કોઈ ત્યાંથી ચશી શકીજ નહીં. " **ग्रहितांचित्ता नो चेलुः** " એમ સ્પષ્ટ શબ્દ છે. તે બાળકજ નહોતી સમજતી, એટલી બધી મર્યાદા રાખતી હતી કે, યદ્યપી " **स्वपाद स्पर्श काम्यया** " તે હતી પણ આજ્ઞા વિના શ્રી ચરણને અડી નહિ. દૂર ઉભા રહીં. ને ત્યારે પ્રભુએ પોતાની પ્રભુતા પ્રકટ કરી કહ્યું કે, તમારો મનોરથ હું સમજ્યો. તમે મ્હારૂં અર્ચન કર્યું છે ( દેવીનું નહિ ) ને તેથી હું તમ્હારા મનોરથ પૂર્ણ કરીશ. પણ મ્હારી મરજીમાં આવશે ત્યારે. કર્મ કરવું ચેતન વશ પણ ફળ દેવું માલીક વશ છે. આ ચેષ્ટા પણ ન્હાના નાદાન બાળની નથી. સર્વેશ્વરનો નિયમ, સ્વભાવ સમજનારા સમજે છે કે. સર્વેશ્વરની સકામ ભક્તિ નકામી નથી. પણ તે ચાહે ત્યારે ત્યાં તેટલું તેનું ફળ દે છે. તેમને રાતોનો વાયદો કર્યો, ને તે હેમંત માસતો ક્યાંહી ગયો. કોઇ કહે છે તે વર્ષની તો શરદ પણ ઇન્દ્રવૃષ્ટીના તોફાનમાં ગઇ, પણ બીજા વર્ષનો આ પ્રસંગ છે. જ્યાં પ્રભુએ તે રાત્રીયોનું સ્મરણ કર્યું ને તેમને તેમના વ્રતનું ફળ દેવા માટે શરદને જોઇને " રમવાનું મન કર્યું " તે તેમને માટેજ–તેમની સાથેજ. એ પ્રસંગ તો હવે કહેવાશેજ પણ " તા રાત્રી " નો ખુલાસો આંહી આટલો કરવો ઉચિત જાણી કર્યો એટલે આ શ્લોક તો હવે પુરો થયો. "તારાત્રી" એટલે જે માટે વાયદો કર્યો હતો તે—

**પુરા શ્લોકની સારભુત લાવણી.**

**भगवाननेभी आईजानी वोहिरातें, जा बीच मालती खिली शरदऋत आतें;**
**ताको विलोकके रमनेको मन कीनो, निजयोग मायाको आश्रय वातें लीनो.**

**श्लोक.**

**तदोडुराजः ककुभः करैर्मुखं प्राच्या विलिम्पन्नरुणेन शन्तमैः**
**स चर्षणीनामुदगाच्छुचो मृजन्प्रियः प्रियाया इव दीर्घदर्शनः ॥ २ ॥**

**अर्थके लिये—　　　　साखी.**

**तब नक्षत्र राज उद्दीत भये हरवेको जन ताप;**
**पूर्वदिशा मुख लाल कीया शांतिप्रद स्व कर प्रताप;**
**जैसे दीर्घ वियोगी प्रिय आईके प्यारीकी पास;**
**निज कर तें मुखपर कुम कुम गेरें धरीके उल्लास. ॥ २ ॥**

---

## —रासारंभ—

( ગતાંક પૃષ્ટ ૬ થી ચાલુ )

**વિવેચન**—ભગવાને રમવાનું મન કર્યું એટલે ચંદ્રમા ઉગ્યો એજ સાર તો શ્લોકનો છે પણ તેમાં પણ "**तदा**" પદ પ્રથમ મુકી પ્રસંગને સાંધ્યો છે કે, જાણે ભગવાનનું મન સમજીને શરદની શોભા વધારવા " ચંદ્રમા ઉગ્યા. શ્રુતિમાં "ચંદ્રમા મનથી થયો છે " એમ કહ્યું છે ને **ઉડુરાજ** એટલે જ્યાં નભમાં સૂર્યના પ્રતાપ કે તાપથી કાંઇ નહોતું દેખાતું ત્યાં તારાગણુની કચેરી ચો તરફ ફરતી મંડળીની સાથે સૌથી શ્રેષ્ટ પોતે પણ પ્રકટવા ચમકયા તે પણ પૂર્વ દીશામાં એટલે હજી ઉત્તરોત્તર ચઢતી થવા વૃદ્ધી કરવા. ત્યાં જ તેને નાયકનું રૂપ કવિ આપે છે કે, દીશારૂપી પોતાની પ્રિયાના મુખ પર જાણે ગુલાલ નાંખી તેને લાલ કર્યું, તેમ પોતાનાં કીરણુ તેમાં કે. લાગ્યાં તેમાં પણ મજા એ આણી છે કે, તે દીશા બીચારી દીનભર તાપ વિયોગથી તપી પતિદર્શનની અતિ ઉત્સુક હતી, તેથી જાણે તેને પ્રસન્ન કરી અર્થાત્ અતિ આતુર વ્રત કરી મહિનાઓથી વાટડી જોતી વિરહિણીઓને હવે શાન્તિસુખ આનંદ થશે એમ સૂચન થયું.

### श्लोक.

**दृष्ट्वा कुमुद्वन्त मखंड मंडलं रमाननाभं नवकुंकुमारुणम्**
**वनं च तत्कोमलगोभिरंजितंजगौ कलं वामदृशां मनोहरम् ॥ ३ ॥**

### हरिगित.

**लखी कुमुदवंतअखंडमंडल रमामुख सम कांतिमय,**
**कुमकुम सदृशपुनी लालशशीको, निरखीके पुनिवनसकल;**
**याहीके कोमल कीरणतें रंजीत भया चहु ठोर हैं,**
**कलगान कीना वा समय जो वामदृश चितचोर हैं.**

**વિવેચન**—" હવે ચંદ્ર વધુ ખીલ્યો, દીશામાત્ર ચાંદનીથી ભરાઇ રહી ને ચંદ્રને ચાંદનીને જોઇ પ્રભુએ મુરલીની તાન મારી " એટલો સાર સાધારણ તો છે. પણ કવિ ચંદ્રમાને પ્રકાશમય અખંડ મંડળ કહી કાન્તિમય રમાના આનનની આભં—કમળાના મુખની કાન્તિની શોભાની ઉપમા આપે છે. જગતમાં સ્ત્રીઓ ચંદ્રમુખી કહેવાય છે. પણ આંહીતો પ્રભુની પ્રિયાના મુખની–કાન્તિની–ઉપમા ચંદ્રને આપી તેમાં હેતુ ! પ્રિયાના મુખ જેવું મુખ દેખી તેવું સુખ લેવાનું મન વધ્યું એમ સૂચન થયું. વધું ત્યાં નવ કુમકુમની લાલી એટલે પણ નવ વધુ વ્હાલીનું રમરણુ કરાવ્યું ને તેને ઉચિત સ્થાન " વન પણ કોમળ કિરણુ વડે રંજીત " એટલે નવ વધુઓને તેડાવવા યોગ્ય. સૂર્યના પ્રચંડ કીરણોથી તપતું નથી રહ્યું. શરદની શરદી બરાબર સકળ વનમાં પ્રસરી. તેજ કામથી તપતીઓને શાન્તિ કરવામાં સ્હાયભૂત થશે વળી વન રંજીત થયું છે કરસ્પર્શથી એટલે ચંદ્રમા વનસ્પતિનો પોષક છે તેણે વનરાજીને ખીલવી વૃષ્ટીના બુંદ કરતાં પણ કીરણુની સતત અતૂટ ધારાએ ઉત્તમ અસર કરી જેથી વનની શોભા માત્ર શ્વેતતાથી નહીં પણ સુંદરતા સુગંધીથી પણ વધી એ

પ્રભુએ જોયું અર્થાત જાણ્યું કે સમય સ્થાન ઉચેત છે. દીલ વ્હેલાઇગયું એટલે ગવાઇ ગયું. એટલી શોભા ઓછી હતી તે પુરી થઇ. સ્પર્શ, રૂપ, રસ, ગંધ હતાં પણ શબ્દની ખામી હતી તે પુરી કરી जगौ ગાન આલ્હાદકારક તે પણ વામ દશા—સુંદર લોચન વાળીનાં મનને હરનારે એટલે જે શોભામાં વૃદ્ધી કરે એવી હોય તેજ તેથી ખેંચાઇને આવે એથી રમવાનું મન પુરૂં થાય. "અરણ્ય ચંદ્રિકા" ખાલી ન જવા વ્હાલીઓને નિમંત્રણ થયું. "जगौ कलं वाम दृशां मनोहरं" ઉપર ટીકાકારોએ ખૂબ ચતુરાઇયો ચલાવી છે. जगौ ગાયું. તે પણ બંસી દ્વારા એટલે મધુરને દુર સંભળાય कलं=કામનો ધાતુ છે તે વિષયીક કામોદ્દીપક. વ્રજ વિનતાઓ સાંભળે. વામ દશાઓ ને 'મનોહર' તેમના મનને તે ગાન હરે. એટલે કે તેઓનાં મન હરાયાં ત્યાં તન ક્યાં રોકાઈ રહેવાનાં હતાં! મોહન મંત્ર વનમાં રહે ગામમાં રહેલ ગોપીઓ ઉપર ચલાવ્યો. બંસી નાદનો વૈભવતો પ્રસિદ્ધ જ હતો. ગોપીયો શું ગાયો યમુના પક્ષી પશુ પણ અને ઉપર દેવતાને દેવ સ્ત્રીઓ પણ તેનાપર બલિહાર જતી પણ આજે ખાસ નિમંત્રણ–વામ દશાનાં મન હરવાનું–સૂચન થયું છે શું કરવા!

જેમણે પરમાત્મા જાણી તેમના રૂપપર પ્રેમ આણી તેની લ્હાંણુ લેવા વૃત કર્યું હતું, વચન મેળવ્યું હતું, તેના વિસ્વાસપર વિરહ વેદના વેઠી રહ્યાં હતાં, તેમને તે વરદાતાએ ઉચિત સમય ને ઉચિત સ્થાનમાં ઉચિત યુક્તિથી સંભાર્યા તેડાવ્યાં, પરમાત્માએ પોતાના ભક્તોને પોતાની પાસે ખેંચ્યાં. શી રીતે?

સંસારમાં ફસેલ જીવોને પ્રભુ છે તે સાકાર છે, તે અમ્હારી સેવાનો સ્વીકાર કરે છે. અમે તેને જ મેળવવા શ્રમ કર્યો હોય તો તે અંતે મળે છે. તે પોતે જ તેડાવી લે છે, સવડ કરી દેછે, સ્મરણ કરાવે છે. એવાં વચનો શાસ્ત્રમાં છે. સૌથી ચઢતું પ્રમાણ 'શબ્દ' વાળું તેમાં પણ "વેદ" શા માટે? શ્રીમન્નારાયણના વિશ્વાસ રૂપ, તેનું પ્રાકટ્ય—પોતાથી કમળ, તે દ્વારા બ્રહ્મા ને તેના ચારમુખ દ્વારા તેનો વિસ્તાર છે તે ઉચ્ચાર શ્રવણ દ્વારા અમને પહોંચે છે. એટલે તેને લઇને, તે પ્રભુના શબ્દ માનીને, પ્રભુ છે. સાકાર છે. અમને ચાહે છે, અમને મળશે એમ અમે વિશ્વાસ ધરી તેના પ્રતિ પ્યાર ધરીએ છીએ. તે પણ સહુતો નહીં. સાત્વિકજ તેજ ન્યાય અહીં લાગુ પડી શકે છે. અહીં કલગાન–કામગાન કામ–કલ્યાણ ગુણ ગણનું ગાન. તે નિશ્વાસદ્વારા નહીં પણ વાણીના ખરા સ્થાનદ્વારા, મુખદ્વારા શબ્દ કહાડયા તે નાભીથી કમળ ને તેમાં ચાર મુખવાળાથી બહાર પાડયા નહીં, પણ પકડવાનું સાક્ષાત સાધન ફીકર તેનાથી સાત સુરના ને બે બીજા મળી નવ મુખવાળી બંસી પકડી તે દ્વારા શ્રવણે પડયા. તે કોને! સર્વને નહીં "વામદશા" વામ માર્ગ—અચિરાદી—પ્રભુને ધામ જવાના માર્ગમાં જેમની દ્રષ્ટી—જ્ઞાન બુદ્ધિ છે તેવીઓનાં મન હરવા તેમણે પોતાને જ પામે, તે રસ્તે પોતે જ જ્યાં મળી શકે, પોતાને ભોગવી શકે તે સ્થાને તે કાળે જ તેડાવવા તેના તે દેહે ને તુરતજ; એવી ઉત્તમ પ્રકારે ઉત્તમ કૃપા, ઉત્તમ પાત્રો પર કરી એમની એવી દ્રષ્ટી થવાનું કારણ! તે પ્રભુને જ વ્રજમાં વસીને નિરખ્યા કરતી. પ્રભુવિયોગમાં વૃત્તીથી પણ મતીથી પણ તેનું ચિન્તવન્, તેનુંજ ધ્યાન ધર્યા કરતી હતી. તેવી ધ્યાની યોગીનીઓ બ્રહ્મમાંજ લગની લગાડનારીઓ સાધવી સન્નારીઓના મન હરવા, મન હરીને તેને રંજાડવા નહીં પણ તે પુરૂં કરવા. પોતે રમવા મન કર્યું, તે તેમને રમાડવા તે માટે તેમને સંસારમાંથી જગાડવા પોતાની ભણી મને, ને પછી તને પણ લગાડવા, પોતેજ તજવીજ કરી. એ ઉપરથી અમે પણ એમ માની શકીએ છીએ કે આગળથી વૃત, તપ, ધ્યાન, ભજન, સ્મરણ, સ્તવનથી

તેને મળવા મન કરી રાખ્યું હશે તો વખત આવે તે પોતેજ ઉચિત સ્થાને સમયે સંભારી ઉચિત યુક્તિથી અમારૂં મનજ પોતા ભણી ખેંચશે. તે જડના, વા ચેતનના–ગ્રંથના વા સંતના શબ્દો દ્વારા. તે તેનાજ શબ્દો નહીં પણ પ્રભુનાજ એવા ઉત્તમ કે અમ્હારૂં મન હરેજ, પ્રભુ ભણી અમને કરેજ તાલાવેલી અમ્હારા ભાવમાં ભરેજ એટલે પરિણામે પ્રભુને ભેટાયજ. પ્રભુનો મનોરથ કદી અફળ થાય છે શું? સંસારીયો સંસારમાં ફસાઇ જાય છે. તેમ અહીં હવે અમ્હારી સ્થિતિ આ પ્રસંગથી મેળવે જવાની છે. લીલા થઇ છે, એ વાતે ખરી છે ને તેમાંથી અધ્યાત્મ–ભાવાત્મકસાર આપણે માટે ગ્રહણ કરવો એ પણ ઠીક છે પણ તે વાતને હિતોપદેશનાં કુકડાં મરઘાં જેવી રૂપક ન રાખવી જોઇએ. પ્રભુ એવોજ છે, એવું કર્યું છે, એવી ગોપીયો હતી, તેમને માટે એવા વનમાં એવે સમે જઇ એ રીતે મુરલીથી ગાન કર્યું હતું. એ બધુંજ સાવ સાચું છે તેજ રીતે આગળ ચાલીએ. બેઉ અર્થે ઠીક છે તે વેળાની કથા તેને તેથી અમારે માટે તેમાંથી ખેંચવાનો સાર કામનો છે. ખાસ વાતનો વિસ્તાર કરશું. જેવો અહીં આખા શ્લોકમાંથી એક પાદનો કર્યો તેમ આગળ શ્લોક આખો કામનો છે તે અર્થ ભાવ પુરીત છે—

### श्लोक.

निशम्य गीतं तदनङ्गवर्धनं व्रजस्त्रियःकृष्णगृहीत मानसाः
आजग्मुरन्योन्यमलक्षितोद्यमाः सयत्रकान्तो जवलोल कुण्डलाः ॥

### ભાવાર્થ—हरिगित.

सुनिगान वोहिअनंग वर्धनकृष्णगृहितहृदयमयी,
व्रजनारी वो ( वातें जहां जो थीं वहां ना स्थिररही; )
एकने दुजी ते अलक्षित यत्न करके चलदई,
कुण्डल हीलाती कान्त जो स्थल रहे वहां सब आ गई.

ગોપીયોને બંસીનો નાદ સાંભળવો એ કાંઇ નવીજ વાત નહોતી તે હમેશે તેમનું મન હરતી પણ તે એટલુંજ કે, ઘરમાં બેઠી બડબડ કરતી, પ્રાણનાથને મનથી રમતી. જુગલગીત એમજ પ્રસિદ્ધ છે. પણ તે માત્ર તેમની તરફનો જ મનોરથ હતો. પ્રભુએ પોતાનીજ મોજ માટે વનમાં ગાન કહેલ વા સંગના ગ્વાલ બાલને આનંદ દેવા, એટલે તેઓના મનપર સાધારણ અસર થતી છેવટ કહેવાય છે, કે, ધાર્યું ધણીનું થાય. કુંચી કૃષ્ણજીને હાથ તેમ રોજ જ્ઞાન વૈરાગ્ય ભક્તિની વાતો સાંભળીએ, પણ પુરો લાભ પ્રભુ ગોઠવણ કરે ત્યારે જ "મનુષ્ય યત્નની સાથે ઇશ્વર કૃપા" કહેવાય છે.

મનોરથ સારા તોજ પ્રભુ પાર પાડે પણ કયારે? તે ચાહે ત્યારે!
આજે તેણે ચાહયું તેવુંજ શું થયું તે શ્રી શુકદેવજી અહીં કહે છે.

પ્રથમ તો જેમને માટે ગાયું તેમણે બરાબર સાંભળ્યું. તે બધાનેજ સંભળાયું, યદ્યપી બધાં એકજ જગે કાન ધ્યાન દઇનેજ ન હોતાં બેહાં ન આજુ બાજુનો પ્રદેશ શાન્ત ચુપ ચાપ હતો તો તે નિત્યના નિયમ પ્રમાણે બંસી બજાવવાનો વખત હતો! છતાં–વારૂ! તેથીથયું શું? રોજની પેઠે સાધારણ અસર! નહીં "अनंग वर्धनं" શબ્દે અંગમાં તેજ વેળા અનંગને વધાર્યો અન્ય

સંકલ્પ માત્ર પર તેણે જીત કરી. અન્ય કૃતિ માત્રમાં રોકાણ ખેંચાણુ કશું ન ફાવ્યું તે ગાને હઠાવ્યું ને વ્રજની સ્ત્રીઓનું " ચિત્ત કૃષ્ણમાં હરાયું કૃષ્ણ પાસે પહોંચી ગયું અથવા કૃષ્ણ તેમના મનમાં ખડા થઇ ગયા " તેણીયો તન્મયજ નહીં ત્હેના વિકળ બની સદ્ય—નિકળીજ પડી. તે પાછી એક બીજીને નજર પડ્યા વિના, રોજતો પરસ્પર મળતી દુઃખ રોતી મનસુબા કરતી, આજતો એકદમ નાઠી; તે બધીજ. ક્યાં ? જ્યાં કાન્ત હતો ત્યાં. શા આધારે ? શબ્દના. તે દોડતીજ ગઇ કુંડળો હાલવા મંડી પડયાં " પ્રભુને ધાર્યું કરવા વાર નજ થાય તેનું નામજ પ્રભુ. તેમાં વળી શબ્દ પ્રયોગ કર્યો તેના ઠરાવેલ 'મંત્ર'ના શબ્દો મ્હોટાં કાર્યો કરે છે. તો પોતે શ્રીમુખથી મનહર ગાન કરે તે શબ્દ અસર કરે તેમાં શું વિશેષ ! અર્જુને પ્રભુને કહયું હતું કે ઇન્દ્રિનું રાજ્ય મળી શકે; પણ મન ને ઇન્દ્રિયોના વિકાર કોઇ મટાડી શકે નહીં. એક હૃષીકેશ ઇન્દ્રિયોનો ઇશ—જગદીશ—અંતરનું નિયમન કરનાર તે સંકલ્પ માત્રથી મનને ફેરવે છે તો આતો સાક્ષાત કલગાન કર્યું પછી ગોપીયોના અંગમાં અનંગ એથી વધે એમાં શું આશ્ચર્ય ! તે પાછો પોતા તરફજ વધ્યો. પતિઓ ઘરમાં હતા છતાં સહુ કૃષ્ણ "કાન્ત" તરફજ ધશી તે કેવડા હતા ? ન્હાના બાળ ! પણ કોણ હતા તે જાણતી હતી ! પોતે કેવડી હતી ? તે આગળ વધુ સ્પષ્ટ થશે ! બ્રહ્મા ભૂલ્યા ને પુત્રી પુંઠ ધાયાનું કહેવાય છે. મહાદેવજી ભુલ્યા તે મોહની પુઠે પડયા છે. ઇન્દ્રાદિકને મહર્ષીઓના તો દાખલાજ કેટલા દઇએ ! તે બધા કામ પરવશ થાય છે તે વિકાર માત્ર છે. જડમાંથી એક ભાવ, ફણગો ફુટે છે. અમ્હારા અંગમાંજ પીડા ઉઠે છે પણ ઉઠાડે છે કોણ ? ગીતાજીમાં ચોખ્ખું કર્યું છે જે રાજસ, તામસ, સાત્વિક ભાવ એવા ઉઠે છે કે જેને જખ મારીને પરવશ થવું પડે છે તે પ્રભુ ઉઠાડે છે ! શું કામ ? કર્મ કરાવી ફળ ભોગવાવવા. તેવાં કર્મ કેમ કરાવે છે ! અમે જ પહેલાં તેવાં કર્મ કરવાના મનોરથ કર્યાં હોય છે. કદી તેવાં કર્મજ કર્યા હોય છે. જેના પરિણામમાં તેવી અસર થવી જોઇએ. કુપથ્ય કરીહોય ને પછી તનમાં વ્યાધી ઉપડે તેમ તે ઉપાડનાર કર્મના ફલ ભોગવનાર પ્રભુ, કાન્ત ગણી કામ ભાવે, પ્રભુને મળવાના ઘણા વખતના પ્રબળ મનોરથનું આ પરિણામ છે. ઉઘાડી રીતે પ્રભુએ કરી શાસ્ત્રમાં કહેલ વાત સિદ્ધ કરી છે. માની લેવું નહીં પણ આવાં દ્દષ્ટાન્તથી દઢ કરવું કે પ્રભુ કેવાં મતિ કૃતિ બદલાવી તેને પરવશ કરે છે ! મને એટલું જોર દીધુ કે તનને ખેંચ્યું તે પણ પહોંચ્યું. રાતનો પ્હોર, વનમાં, તેમાં અબળા, મજા એ કે, એક બીજીથી છાની " आजग्मु" આવી પહોંચી "अन्योन्यम् अलक्षिता" એક બીજીને દેખાયાવિના રાતને વખતે તે ભેગી થઇને જાય તેમ નહીં ! કારણ અનેકના ચિતમાં અનેક હો ! પોતેજ જઇ મળે તો બીજી અડચણ ન કરે કારણ કાન્ત એક ને ચ્હાનારી અનેક તેથી જાણે મેંજ વાંસળી સાંભળી, જાણે મને જ સંજ્ઞાથી બોલાવી અથવા એટલી પણ સુધ ન રહી કે બીજીને કહેવું યાદ રહે અથવા એટલો સમય પણ ખોવા જેટલી ધીરજ ન રહી. " કુંડળ હલાવતી થકી " એટલે કંગાલ નહોતી, ત્વરાથી દોડતી ગઇ, જાણે ઘંટાકરણની પેઠે કાન સાથે ભૂષણ પણ હલાવતી કે અમે કોઇનું બીજુ કશું હવે સાંભળવાની નથી; મનતો બંસી સાંભળતાંજ ગયું, તન પણ ચાલ્યું એટલે ધન પણ ઉતાવલ કરવા માંડયું. મન અર્પણ કયું. તન કરવા જાય છે. ધન પણ તૈયારી બતાવે છે ધૃતિ લજ્જા પ્રજ્ઞા આદિતો મનમાં રહે તેજ પ્રથમ શબ્દથી ચોરાઇ ગયું તેથી ગાંડીઓ ગમે તે કરે તેથીજ આવું સાહસ કર્યું જવું. બહુ જ ગમ્યું. કારણ " કાન્ત " પાસે જવું હતું કોનો કાન્ત ? સહુનો સરખો !

# —रासारंभ—

( લેખક રા. રા. અ. શ્રી. વૈષ્ણવ. ]

( સાંધણુ ગતાંક પૃષ્ટ ૧૦ થી )

સૌને એકજ કાન્ત હોઇ શકતો નથી રૂચિ ભિન્ન લોક કહેવાય છે અહીં તેમ નહોતું તેનુ કારણુ શું ? સૌની તે વખત સરખી મતિ કૃતિ પણુ નહોતી છતાં એક સરખીજ એકદમ વૃત્તિ થઇ તેનું કારણુ શું ? એજ કારણુ જે જગતનું કારણુ છે. ત્હેની કૃતિ છે તેઓ શું શું કરતી હતી ! શ્રી શુકદેવજીજ કહે છે—

श्लोक.

दुहन्त्योऽभिययुः काश्चिद्दोहं हित्वासमुत्सुकाः ।
पयोऽधिश्रित्यसंयावमनुद्वास्यापरा ययुः ॥
परिवेषयन्त्यस्तद्धित्वा पाययन्त्यः शिशून्पयः ।
शुश्रूषन्त्यः पतीन्काश्चिदश्नन्त्योऽपास्यभोजनम् ॥
लिम्पन्त्यः प्रमृजन्त्योऽन्या अंजन्त्यः काश्चलोचने ।
व्यत्यस्त वस्त्राभरणाः काश्चित् कृष्णान्तिकं ययुः ॥
तावार्यमाणाः पितृभिः पतिभिर्भ्रातृ बंधुभिः ।
गोविन्दा पहृतात्मानो न न्यवर्तन्त मोहिनाः ॥

ભાવાથ—चोपाईकी चाल.

काहु दोहतीमधुमतिघाई, काहुनेदोहनी विसराई;
चूलेपेंधरेदुग्धकों त्यागी, को कंसार बनाती हि भागी.
छांडदीनी पिरोसनीकाने, छांडादुध पिताशिशु मा, ने;
पति सेवनभी नज दीना, पुराभोजन भी नहि कीना,
छांडा लीपन मार्जनजैसे, छोडालोचन अंजन तैसे;
वस्त्रभूषन उलटहि धारे, आगई जहां हे कृष्ण प्यारे,
नाथ तात बंधु औरभाई, लामे रोकनेको अटकाई;
भयी मोहित लक्ष न दीना, चित गोविंदने वश कीना.

સાધારણુ સારતો એજ કે સહુ પોતપોતાના ગૃહ કાર્ય સંસારમાં ગુંથાએલી હતી, એક દોવા દોવરાવવાના કાર્યમાં લાગેલી હતી છતાં વેણુંનાતિમ, કોમળ અને મધુરાસુરને લીધે કાંઇ પણુ ત્હેમાં લક્ષ ન આપતાં દોવાનું પાત્ર પણુ તેજ ઠેકાણે પડતું મૂકીને દોડી આવી. વળી અન્ય તો તપેલીમાં રહેલા દૂધને ચૂલા ઉપર ગરમ કરવાના ધ્યાનમાં હતી, તથાપિ

વેણુના અંતઃપ્રવેશિત થયેલા સુરોએ ત્હેની તે કાર્યની સ્મૃતિ પણ ચૂકાવી દીધી, તેજ ત્હેનું આકર્ષિત પણું અને તેજ ત્હેની પ્રભુતા! તે દૂધની શી સ્થિતિ થશે! ઢોળાશે, બળી જશે કાંવા શું થશે! ત્હેનું પણ ભાન રહ્યું નહીં. એવી પ્રેમ ઘેલી—ચિત્ત ભ્રમિત ત્યાં દોડી આવી. તેમજ બીજી કંસાર બનાવતી "તે દાઝી જશે તેની પણ કયાં દરકાર!" તે વળી વધુ શ્રીમંતને ઘેર સારો પ્રસંગ હોવો જોઇએ. છતાં આ બધીને એ ડર નહીં લાગ્યો કે અમ્હારાં અધુરાં કામ ચાડી કરશે કે પુંઠે અમને પુછશે? તેથી પણ વધતી આતુર અથવા કોઇ તે વેળા એવીજ સ્થિતિમાં હતી કે "બીજાને પીરસતી હતી" તે પીરસવું મુંકાને જ નાઠી, તે બધાં ન પૂછે? જેમ તેમ ગોટા વાળી સમજાવીને જાય પણ બીજી પોતાનાં છોકરાંને દૂધ પાતી તે મુકાવીને નાઠી! વાંસે છોકરાં રડારોળ કરી તેમની ચાડી ફજેતી કરશે! પતિયો કે મુરબ્બીયો ગોતતા આવશે, કારણ છોકરાં કાગારોળ કરી મુકશે. તે નહી સમજે કે અમ્હારી માની ભૂલ અમ્હારે ઉઘાડી ન પાડવી જોઇએ! તેવું જાણતાં છતાં ભાગી! બલકે હવે પતિની કયાં વાત! પોતાનાં બચલાં પણ વિસરી ગયાં! તે કાંઇ કુમારીકા નહીં પણ પાકટ છોકરાંની મા છતાં નાઠી! તે કામ વ્યાપે ત્યારે ધીરજ ન રહે તો કહે છે "પતિને મુકીને નાઠી"!! તે પાસે હોવા છતાં, તેને તજવા એવા ઢીઠ થવાની હિમ્મત! સ્વાર્થી! નહીં કોઇ "જમતી જમવું મૂકીને" તેટલેથી બસ નહીં. લીંપવું, વાળવું મુકીને. એ વખતે તે શું રૂપાળા વેશ ને કેશ હશે કે જેને જોઇ કાન્ત મોહ કરશે! એ વિચાર પણ ન રહ્યો. બલકે કેટલીક આંખ આંજતી અધુરી મુકી બલકે બીજીઓએ અવળાં ઉલટ પુલટ વસ્ત્ર આભરણ ધર્યાં. જે વખતે ખાસ જુક્તિથી જાલવીને હારો કરવો જોઇએ! પરાધીનતાજ થઈ. કોનાથી? **कृष्णान्तिकं ययुः** "કૃષ્ણની પાસે પહોંચી ગઇ તેણે ખેંચીજ સમજો. કોઇએ રોકી નહીં હોય! તે પણ કહે છે. કોઇને પતિએ, કોઇને વડીલોએ. કોઇને ભાઇઓએ, કોઇને બીજાં સગાંઓએ બહુ વારી, રોકી પણ તે રોકી રહી નહીં. ત્હેમનાથી રોકી રખાય નહીં. તે પુંઠે કેમ ન ધાયા? એજ આશ્ચર્ય! તે બડબડતા રહ્યા કે શાન્ત થયા? એ સરવાળો છેવટ. તે વખતે લાજના માર્યા ચૂપ રહ્યા હોય તો પણ પુંઠેથી, પાછાં તો ઘરમાંજ—તેમના તાબામાંજ આવવાનું હતું. આવતેજ ત્યારે તેમનું શું થયું! તે વાત તે વેળા! હાલતો ગોવિંદમાં મન હરાયું એટલે પાછી એક નજ ફરી. કેમ ફરે એ નક્કી છે તે પોતાના વશમાં પણ નહોતી રહી, મોહીત થઇ ગઇ હતી. તે જડ કેમ ન થઈ ગઇ? "ગો" ઇન્દ્રિ ત્હેના પતિએ ત્હેને ખેંચી એટલે યંત્રની પુતળીયોની પેઠે તણાઇ જ આવી, પણ સ્હામી ગમથી કોઇ બીજો ચેતન પણ તેને પોતા ગમ ખેંચે રોકે તો! વખતે રોકાય. પ્રભુએ તો સ્વરથી યુક્તિથી ખેંચી, અર્થાત ખેંચી, તેઓ પોતાથીજ વિહ્વલ થઇ ગઈ ખાસ શક્તિથી ખેંચાણ નહોતું કર્યું એટલે ત્હેના સ્હામી રોકાવટ ચાલી શકે ખરી! કયાંક ચાલી શકી, પણ પરિણામ શું આવ્યું? તેનો દાખલો પણ શ્રી શુકદેવજી અહીંજ આપે છે.

**શ્લોક.**

अन्तर्गृहगताः काश्चिद्गोप्योऽलब्ध विनिर्गमाः
कृष्णं तद्भावनायुक्ता दध्युर्मीलित लोचनाः
दुःसह प्रेष्ट विरह तीव्रताप धुताऽशुभाः
ध्यान प्राप्ताच्युता श्लेष निर्वृत्या क्षीण मङ्गलाः

# —रासारंभ—

" લેખક મે. અ. ત્રી. વૈષ્ણવ "

( સાંધણુ ગતાંક પૃષ્ટ ૧૨ થી )

## साखी

काहु सखी निकसी न सकी रही मंदर अंतरमें हि विचारी,
लोचन बंध करी उरमे स्मरी कृष्ण छबी रही जो नित धारी;
दु:सह प्रेष्ट वियोग प्रतापतें पाप अमाप दीये सब जारी;
ध्यानतें अच्युत प्राप्ती आलिंगन ते सब पुण्य न कों परवारी.

કોઇ ગોપીયો અંદર પણુ રહી ગઇ, ઘરમાં પતિએ પૂરી રાખી એટલે ઘર બ્હાર જ નિકળી ન શકી ને તેમને મન તો અતિ તાલાવેલીથી પ્રેષ્ટ પાસે જવાને આતુર કરેલ તેવો જ તનથી રોધ થયો. પ્રબળ મનના વેગને આ કૃતિથી વિરોધ થયો ત્હેની ઉલટી અસર એટલી બધી થઇ, ચાલતા વેગને રોકવાથી સ્હામું એટલે ત્હેનું જોર વધ્યું કે તેણે દારૂણુ અસર તન પર કરી, તે ગોપીગોથી તનથી તો ઘર બ્હાર નજ નિકળાયું. પણુ મન કૃષ્ણની ભાવના યુક્ત તેજ સ્વર સુણુતાં જ અતિ આતુરતા પૂર્વક બની ગયું હતું, તે જયાં હતી ત્યાં જ આંખો બંધ કરી બેસી ગઇ, માનો કે મનથી પ્રાણુપતિમાં પેશી ગઇ. પણુ એમ ઝટ કાંઈ પ્રાણુપતિ પમાય! જેમ સાંભર્યા ને ન મળી શકાયું તેમ તનમાં રગેરગ વિરહ તાપ લાગ્યો. એવો તીવ્ર તે થઇ પડયો. જેવો પ્રેમ પ્રિયતમમાં હતો, અર્થાત્ દુ:સહ, તે ખરે-ખર જ દુ:સહ, તેથી તેની દેહ બળી ગઇ કહો. કે તેનાં અસુખ ગળી ટળી ગયાં કહો. પણુ તે દેહ આ દુનિયાં માટે તો નકામી થઇ ગઇ–દગ્ધ થઇ ગઇ. તેવીજ ભીતર મંગળમૂર્તિ પ્રકટ થઇ ત્હેને પણુ ત્યાંથી ગાઢ આલિંગન મન વડે દેતાં જે આનંદ બ્રહ્મ સાક્ષાત્કારનો અનુભવ એજ દેહ એ જ મનથી થયો કે તેથી તેનાં પુણ્ય પણુ તેટલામાંજ પૂરાં એટલે માનો એથી તેનો સ્વર્ગ દેહ પણુ ત્યાંજ સમાધીના ક્ષણુ ક્ષણુના પણુ અતિ તીવ્ર અનુભવે પાપ પુણ્યથી તેને વિમુક્ત કરી કે તેથી સ્થૂલ સૂક્ષ્મ ઉભય દેહ છુટી તે તેમાંથી ઉડીને પ્રભુને પામી ગઈ ને તે સદાને માટે. સહુના પહેલાં તેમણે ત્યારે માન્યું કે વિઘ્ન ભલે થયું ! " હરકતથી બરકત થઇ–લૌકિક નજરે તે મરી ગઇ પણુ શુક દેવજી કહે છે. સહજ સાર તે તરી ગઇ—મુદ્દાની બાબતનો ખુલાસો અહીં. પરિક્ષીતના પ્રશ્નને શ્રી શુકદેવજીના ઉત્તરથી જ થઇ જાય છે.

## राजोवाच.

कृष्णां विदु: परं कान्तं न तु ब्रह्म तया मुने ॥
गुण प्रवाहो परमस्तासां गुणाधियां कथम् ॥

**અર્થ**—હે મુની કૃષ્ણુને પરમ કાન્ત, નહી કે બ્રહ્મ કરીને તેણીયે જાણ્યા એવી ગુણુ બુદ્ધિવાળીને ગુણુ પ્રવાહનો ઉપરમ શી રીતે ?

શ્રી પરિક્ષીત મહારાજ ને શ્રી કૃષ્ણપર પૂર્ણ ભાવ હતો. ગર્ભમાંથી તેમનાપર બ્રહ્મપણાનો તેમને અનુભવ હતો એટલે એ વિશેનો વાંધો તેમના મનને પતાવવાનું તો મૂળથીજ હતું નહીં. તેમ શ્રી શુકદેવજીના વચનપર પણ ત્હેમનો સંપૂર્ણ વિસ્વાસ હતો. એટલે તેમણે કહ્યું કે, તે ગોપીઓને રોકી ને તેથી તેમણે પ્રાણ છોડયા. એટલુંજ નહીં પણ તેથી આગળ ત તાપથી પાપ, ને આલિંગનના અનુભવથી પુણ્ય, ભોગવી શુદ્ધ થઇ તે કદી ચ્યુત ન થાય તેવા અચ્યુત ને પરમમંગળરૂપ થઇ પામી ગઇ એવી અદ્રશ્ય વાત કહી તે પણ તેમણે માની પણ તેમાં શાસ્ત્રના નિયમનો વાંધો તેમના મનથી ઉઠયો તેથી તેમણે પ્રશ્ન કર્યો. બેઉ વાતો સાચી માની પણ કારણ ઠીક ન સમજાયાથી મનમાં સારૂં સમાધાન ન થયું કારણ એતો જગતમાં પણ જોવામાં આવે કે વ્હાલાના વિયોગે તલપી કંઈ ફાટી પડે, ને અંતે " યામતિ સાગતિ" થાય પણ તે તેનેજ પામે ! એમ કેમ બને ! સતિ પતિ તે પામે છે. તેમ તે પણ ઠીક વાત છે. પણ સતિનો ભાવ શુદ્ધ છે ? આ ગોપીઓની કૃતિ અશુદ્ધ છે, સતિનું જ્ઞાન ઠીક છે. આ ગોપીઓનું અઠીક છે. કારણ તે રાજા જ કહે છે, કે ગોપી કાંઇ કૃષ્ણને બ્રહ્મ ન્હોતી જાણતી, પરંતુ પોતાના "પરમ કાન્ત" જાણતી હતી. તેમ તેમનું માનવું છે, તે પણ છે, ભૂલ ભરેલું, પણ વાત ખરી કે તેને જે આવિરહ થયો સાલ્યો તે "પરમ કાન્ત" "શ્રેષ્ટ કાન્ત" જેવા બીજો ન હોઇ શકે તેવાના વિયોગને લઇને, ને તેમાં તેની ભાવના પણ કામી, એટલે રજોગુણમય ને તે સ્વપતિ ન હોવાથી જારભાવ યુક્ત ! એથી તો ગુણ પ્રવાહમાં તેણીનો જન્મ થયો, પાપના ફળમાં પ્રકટવું જોઇએ, તેના ત્રિગુણ મટી-શમી કેમ ગયા ! શમી ગયા માન્યા પણ જ્ઞાન,- દાનત-પ્રમાણે ફળ તો હોવું જોઇએ. તે વૃત્તિ ઠીક નહોતી, તેથી કૃતિ ઠીક નહીં, તેથી ગતિ ઠીક ન થવી જોઇએ. આ તેમની શંકા !

પ્રભુનો હજી પ્રશ્ન અહીં નથી કે તેમણે કેમ વ્યભિચાર કર્યો ? પણ ગોપીના નિમિત્તે પ્રશ્ન છે છે કે, તેની વ્યભિચારી બુદ્ધી છતાં તે કેમ તરી ! પતિની મતિ ઉપરવટ થઇ જારને રમ- રી મરી ગઇ ! તે તરી કેમ ગઇ ! પાપાચરણના પરિણામમાં મુક્તિને તે અંતે જે "અંતની" પુરી. ને તે પરમેશ્વરનાજ પ્રસંગમાં, એવો ન્યાય કેમ ઉતાર્યો ! અરધો ખુલાસો ઉત્તરથી થવામાંજ પુરાતું દિગ્દર્શન તો સમજુને થઇ જશે. તેમણે કૃષ્ણને બ્રહ્મ તો માનવાજ. શુકદેવજીને સાચા માનવાજ કે તે હિતોપદેશની વાતો નથી માંડી બેઠા. ન અતિશયોક્તિ કરનાર, ન કામને વ્હાલનાર' વા તેની પ્રતિષ્ટા સ્થાપનાર છે. આ વાતો તે દૃઢ રાખવી, હવે આગળ તે પોતેજ ઉત્તર દે છે તેથી જે ખુલાસો થાય છે તે સમજવા જેવો છે તેમણે કહ્યું— **श्रीशुकोवाच.**

**उक्तं पुरस्ता देतत् ते चैद्यःसिद्धिं यथागतः**

**द्विषन्नपिहृषीकेशं किमुताऽधोक्षजप्रियाः**

પૂર્વે કહી ગયેલ્છું એ તો તને કે શીશુપાળ મુક્તિ શી રીતે પામ્યો, જો કે હૃષીકેશ તો દ્વેષ કરતો હતો છતાં, પછી અધોક્ષજની પ્રિયાનું કહેવુંજશું ? " તાત્પર્ય કે ત્યાં ધર્મરાજાના પ્રશ્નમાં શ્રી નારદજીએ ઉત્તર દીધો છે તેમાં આ બાબતનો પણ પૂરો ખુલાસો આ ગોપીઓના નામને દ્રષ્ટાન્તમાં જવાબની રીતે દીધો છે. તે તો શ્રી કૃષ્ણ ને પ્રભુનો બેશક નહીં પણ ઓર શત્રુ જાણતો હતો. ત્હેનો દ્વેષ કરનાર ને તે વેળા પણ દ્વેષ કરી રહ્યો હતો છતાં તે તેમજ મરતાં પ્રભુને સૌના દેખતાં પામ્યો છે. આ ગોપીઓના આત્મા દેહ ને સૂક્ષ્મદેહ છોડયા છતાં રહ્યા શુદ્ધ થયા સદા સારૂ પ્રભુપાસે ગયા એ બાબતમાં બહુના જાહેર પુરાવા નથી પણ શિ- શુપાળના પ્રસંગમાં તો આખી સભાએ નજરોનજર જોયું કે ચક્ર ચાલ્યું, માથુ ઉડયું, માં-

હેથી તેજ નિકળ્યું ને તે શ્રી કૃષ્ણમાં ભળ્યું. ત્યારે ધર્મરાજાનેજ આશ્ચર્ય થયું. ને તે વેળા નારદજીને પૂછવા માંડ્યા કે વેને મુખે પ્રભુની નિંદા કરી તો તે ફાટી પડ્યો ને શિશુપાળ પ્રભુની પ્રત્યક્ષ ગાળો દેતાં તરી કેમ ગયો ? ત્યાં પ્રભુની પ્રત્યક્ષતા, પ્રભુની મુર્તિ આકારનો સાક્ષાત્કાર તેમાં તેનો તદાકાર જેના મનમાં બન્યો રહે છે તેને તેનો અમોઘ લાભ મળે છે. એ મૂર્તિ આકારના પ્રભાવે તેનાં પાપ ટળે છે. તે ન જાણે તેમ તેના મળ ગળે છે, તેના સ્વભાવ સાકાર પ્રભુની એ ખૂબી જ છે. તે વાત તે મૂર્તિ—આકાર—અવતારનું મહાત્મ્ય તેને ત્યાં સ્મરણ કરાવ્યું કે યોગી ભકતો પ્રેમથી તેને ધ્યાયે ને ક્રોધી દ્વેષી કામી તે નિમિત્ત પણ "ધ્યાય" તેવા થાય. તેમાં શ્રી કૃષ્ણના વિષયમાંતો વિશુદ્ધજ થવાના. ગમે તે જાણી અગ્નિ ખરા દેવતાને અડે તે દાઝેજ, તે ન્યાયથી સમજી લેવું. ત્યાં કામમાં ગોપીનું દ્રષ્ટાન્ત ને ક્રોધમાં કંસનું, દ્વેષમાં શિશુપાળનું ને ભક્તિમાં પોતાનું દ્રષ્ટાન્ત દીધું છે. પ્રભુની પ્રભુતાનું એ મહાત્મ્ય છે. પતિતને જ પાવન કરે છે અમંગળનુંજ અમંગળ હરી તેમાં મંગળ ભરે છે. જો તેનો સંબંધ બન્યો રહે તો, એવા સાક્ષાત કયાં; ને તેની એવી લગની કામ ક્રોધ દ્વેષે પણ કયાં પ્રભુને પ્રાપ્ત થાય છે! જો થાય તો બેશક તે તરે, તેવાં દ્રષ્ટાન્તો છે તેમાં પ્રમાણો છે—ન્યાયે છે—યુક્તિએ છે. પ્રભુનો આકાર અવતાર દીવ્ય અમ્હારા માટે—અમો પાપીને પાવન કરવાજ છે. તે વાતજ શ્રી શુકદેવજી અહીં કહે છે કે, દ્વેષથી તન્મયતા પામનાર તરેતો પ્રિયાપ્રેમથી તન્મયતા પામનાર કેમ નહીં ? વેર કરે તે તરે તો વ્હાલ કરે તે કેમ નહીં ! ગોપીના ભાવનો અથવા શિશુપાળના ભાવનો અહીં વિચાર નથી કરવાનો તહીં પ્રભુના પ્રભાવનો વિચાર છે. એનામાં મહાત્મ્ય કાંઇ છે કે નહીં ! છે તો કયારે જણાય ! કોનાપર ! અગ્નિમાં બાળવાનું મહાત્મ્ય છે તે પછી ખેર વા બોરડી, સુખડ વા બાવળ, સીધું વા ટેડું, થોડું વા ઘણું ગમે તેવું ને ગમે તેટલું શુદ્ધ અશુદ્ધ કાષ્ટ હો, અથવા લોઢું, સોનું, કોઇ પણ હો, તન્મયતાને પામે છે, તેજ ન્યાય છે. પ્રભુ પણ એક પદાર્થ છે. ન પ્રાકૃત, ન જીવ જેવા ન દેવ જેવા; સહુથી વિલક્ષણ ચઢીયાતા છે. તે નિરાકારતો બધે છેજ પણ આ બધો પ્રભાવતો તેના આકારનો છે. તેના પ્રાકટ્યનો છે. અગ્નિનો પ્રભાવ પણ તે કાષ્ટનો કે લોઢાનો નહીં પણ તેમાં તે પ્રવેશ્યા પ્રકટ્યા પછીનો છે. તે તેના આકારનોજ છે. તેમજ આંહી ભગવાન એટલે ભગવાનનો આકાર મૂર્ત્તિ અર્ચા અવતાર જેને અહી "કૃષ્ણ" એવું નામ આપ્યું કહી "રામ" કહી મત્સ્ય, કહી વામન કહી નૃસિંહ, નામ દીધું છે તે નામી તે જે આકાર યુક્ત પ્રકટે છે તે શું કામ પ્રગટે છે? તે દેહ કેમ ધરેછે! તેનો અનુભવ કોઇ કામથી, કોઇ ક્રોધથી, જેવો ભાવ તેવો કરે છે, તે દેહ અવતાર લેવામાં હેતુજ પ્રાકૃત દેહોથી જૂદો છે. પછી ત્હેનું પરિણામ જુદું કેમ ન હોય! દવાખાનું બંધાવ્યું જ બચાવવા પછી તેમાં પાપી ધર્મી કોઇ પણ કાં ન આવો ! રાજા દાન દેવા પિતાંબર પહેરી દીક્ષિત થઇ વા યાત્રી થઇ આવે પછી તેના સંબંધમાં ગમે તે કાં ન આવો! તેમ આ વેશ આકાર જે પ્રભુ ધરે છે. તે શ્રીકૃષ્ણરૂપ ધર્યું છે. શ્રી શુકદેવજી મહારાજ કહે છે—

नृणां निःश्रेयसार्थाय व्यक्ति र्भगवतो नृप ।
अव्ययस्या प्रमेयस्य निर्गुणस्य गुणात्मनः ॥

હે નૃપ નરોના નિશ્રેયસને અર્થે ભગવાનની વ્યક્તિ છે. અવ્યય, અપ્રમેય નિર્ગુણની જે ગુણાત્મા છે. તેની " પોતાનેજ માટે પ્રભુ એ વ્યક્તિ, આકાર મૂર્તિ નથી ધારણ કરી, અમે તો અમ્હારે માટે, અમ્હારા કર્મના બદલામાં, કર્મ ભોગવવાં, એટલે સ્ત્રી પુરૂષને પુણ્ય પાપ

ઉભય લાગે છે. સ્વાર્થ કરે તો જવાબદારી આવે છે. જેમના દેહ પરાર્થ, એટલે કૃતિપરાર્થ થઇ તેમને પછી કૃતિ બંધન કર્તા નથી થતી, તો આતો "નિશ્રેયસ" પરમ કલ્યાણ જે પ્રભુ જ કરી શકે. તે પાછું તૃણાં" ગમે તે હોઃ—જાતી ભાતીનીએ દરકાર નહીં. તલાવ ખોદાવે, કૂપ બનાવે ત્હેનું જળ ગમે તે લે. જે તેટલું લે. ગમે તે કાર્યમાટે લે. તેમ પ્રભુ અવતાર લે તેથી ધર્મ, અર્થ, કામ, મોક્ષનો લાભ સૌ લઇ શકે છેવટ મુદ્દો નિશ્રેયસનો તે બીજી મુ-ર્તિથી નહીં સરી શકે. કારણ તે અમ્હારા જેવી ત્રિગુણની હોય છે; ત્યારે આ "નિર્ગુણસ્ય" પ્રાકૃત ગુણ જેનામાં નથી તેની, પણ કોઇએ ગુણ તેનામાં નથી જ એમ નહીં. "ગુણાત્મ-નઃ" કલ્યાણ ગુણ તેનામાં છે. જે વડે તે અનિષ્ટ અઘ, માયા તમ હરે છે. મંગળત્વ ભરે છે તે અવ્યય છે ત્યારે બ્રહ્માદિક તો આખર વ્યય છે તે અપ્રમેય છે. કારણ અનંત છે જ્યારે બ્રહ્માદિક સ્વરૂપે અણુપ્રમેય છે. એટલે બીજા દેવ મનુષ્યની મુર્તિ તેઓ જાતે પરિમિત ને તેમના શરીર પ્રાકૃત ગુણાત્મક હોવાથી તે પરમ નિશ્રેયસાર્થ નથી થઇ શકતા તેથી તેના સાથે જે સંબંધમાં અયોગ્ય રીતે આવે તેને હાની થાય. બ્રહ્માને શાપ, ઇન્દ્રને શાપ વ્યભિચાર પરિતાપ આદી સંભળાય છે તે સાચું છે તે કાયદાના બંધનમાં છે. પોતાના ભોગ ભોગવવાને જન્મ્યા છે. જે પોતા માટે અઘટિત ભોગ ભોગવે છે તેનું નામ વ્યભિચાર છે. પ્રભુએ જે રમવાનું મન કર્યું છે. તેમના મનમાં અનંગ વધાર્યો છે, તે તો છેવટ જેમ વૈદ્ય રોગને ઉભરાવીને બ્હાર કાઢે, ઉલટી જુલાબ દે તેમ છે. ફરી તેઓ કામ કદી પણ ન પ્રકટ થવા, તે રોગ દોષ-ને દુઃખમય રીતે દૂર કરવા નહીં પણ જેમ બળી, ધ્રુવ, વિભીષણ એક "કામ" નહીં અનેક "કામના" ભોગવી તેથી તૃપ્ત થઇને તેને અસાર સમજી તજીને પ્રભુને પામશે. તે ક્રમ અહીં સમજવા સકામ સાથે નિષ્કામ, પ્રભુના પ્રસંગમાં આવનારના વ્યાપારના નિયમ પ્રસિદ્ધ છે. તેજ અહીં પણ અમલ કરે છે. પ્રભુનું રૂપ એ રીતે જ અવતાર આકારે ક્રમે પણ શ્રેયસ્કર સકામીને પણ ઠરે છે. આ લોકની ભક્તિ છે. તે પણ પતિમાં નહીં, પણ પ્રભુ-માં જ છે. કેટલી પ્રબળ! તે અહીં જોયું. બેશક કામ માટે પણ પ્રભુમાં" વધુ તેમના વિશે તો તેમના વચનોથી જણાશે. હાલતો શ્રીહરી માટે જ શુકદેવજી વધુ સમજાવી રાખે છે કે, એ વાત ખરી છે કે પ્રભુ અવિનાશી અપ્રમેય એટલે અપાર નિર્ગુણ ને દિવ્ય ગુણપૂર્ણ બધુંછે. તેને નિરાકારે કહો, પણ તે ભગવાન છે. ષડૈશ્વર્યવાળો છે તેથી પોતાના સામર્થ્યથી પોતાના સ્વરૂપમાંજ વ્યક્તિ પણ ધરે છે. ને તેથી જ જગતને પાવન કરે છે. એમ નિરાકાર તે સાકાર, અપ્રમેય તે પરિમિત, અવ્યય તે વ્યય જેવો, નિર્ગુણ તે ગુણવાન થાય છે, શામાટે? તે સુદ્ધાં કહ્યું. તેને જ બોલે છે. તે નિશ્રેયસ શી રીતે કહે છે? તે માટે કહે છે.

જ્યાં આ દ્રઢતા થઇ કે પ્રભુ સાકાર થાય છે. તો હવે તેનો પ્રભાવ, તેના ગુણ તેનો કોણે કેમ ઉપયોગ કરવો? તે કહે છે. દવા છે. તો કોને માટે? શું અર્થ સારે? શું ઉપયોગ કરવાથી? તે કહે છે—

**कामं क्रोधं भयं स्नेह मेक्यं सौहृदमेव च।**
**नित्यं हरौ विदधतो यांति तन्मयतां हिते ॥**

નિત્ય હરીમાં કામ ક્રોધ ભય સ્નેહ કે સૌહૃદતાથી ઐક્ય રાખે તો હરીમય-હરી જેવા તે બને છે. "શુદ્ધ મુક્ત સ્વપ્રકાશ આનંદરૂપ તે બને છે મળ બધી જાતના તેનાથી ટળે, તેમાં લાગ્યા રહેવું, વીધિ એ છે કે પ્રભુમાં લાગ્યા રહેવું, તેનું નામજ ઉપાસના—સમાધી

# —रासारंभ—

લેખક. મે. અ. ગી. વૈષ્ણવ.

( સાંધણુ ગતાંક પૃષ્ઠ ૨૨ થી )

અનન્યતા. તે જે પ્રકારે થાઓ–પ્રેમથી, વિધિથી સૌથી બની શકે છે. સાક્ષાત્ જુવે તોજ ત્હેના તેવા સંબંધમાં આવે ત્હેનેજ કામક્રોધથી તન્મયતા તો થાય. અમ્હારે તો ત્હેના ઉપકાર ગુણુ ગણુ સ્મરી સ્નેહ–પ્રેમ ઐક્ય કરવું જોઇએ તો અમ્હારા બધા વ્યાધી જાય. યોગીના હૃદયમાં સાકાર તેટલા માટે જ દેખાય છે. ભકતોને મૂર્તિરૂપ તેટલા માટેજ થયા છે. તેનું ધ્યાન અનુસંધાન તેની સાથે એક તાન કરવા. તે અવ્યય અપ્રમેયની વ્યક્તિ આકાર છે તેથી નિશ્રેયસ આનું થાય છે. તેનું કારણુ તે શ્રી હરીના પ્રભાવ ! શુકદેવજી ગોખાળીને કહી નાંખેછે–

**न चैवं विस्मयः कार्यो भवता भगवत्यजे ।**
**योगेश्वरे श्वरे कृष्णे यत एतद्विमुच्यते ॥**

આ પ્રમાણે તમારે ભગવાનમાં વિસ્મય નહીં કરવું જે કૃષ્ણુ, યોગીના ઇશ્વરના ઇશ્વરથી તે મુક્તિ પામી એમાં શું મ્હોટી વાત થઇ વા કેમ ખોટી વાત થઇ ! તેનું સામર્થ્ય વિચારવું. યોગીયો શું શું કરી સકે છે? તો તે તો જાને સમર્થ્યવાન નથી હોતા, તેના ધ્યાન અનુસંધાન પ્રતાપે યોગી થાય છે. દેવો યોગીના ઇશ્વરો તો વળી કેવા કેવા અદ્ભૂત કાર્ય કરે છે તો આતો અજ હોઇને તે સર્વ ઇશ્વરોના પણુ ઇશ્વર અર્થાત વગર જન્મે વગર શ્રમે સ્વભાવિકજ સર્વેશ્વર ભગવાન ( ષડૈશ્વર્યવાન ) છે. કોણુ ! આ કૃષ્ણ? આનંદસુત ! જેનાપર ગોપીયો મોહી, જે ગોપીનો કાન્ત–તેનું ધ્યાન કર્યાથી તે મુક્ત થઇ તેમાં શું વધુ થયું ? ! તે માટે " તમે શંકા કરો છો તે ઠીક નથી, " એમ જાણે અર્થાત્ ઠપકો આપે છે કે " તમ્હારે વિસ્મય ન કરવું " કારણુ તેમને તો તેના મહાત્મ્યનો અનુભવ ગર્ભમાંથી છે. ત્યાં તે પરિક્ષીતજ શી હાલતમાં હતા ? તેમનો કયાં બ્રહ્મભાવ હતો કે બ્રહ્માસ્ત્રથી રક્ષણુ થયું ? તેમની માતા દાદીએ શરણુાગતિ કરી તે કયાં રજોભાવ મૂકીને કરી હતી ? કેવળ પુત્ર જીવાડવાજ. છતાં તેમજ કામના પૂર્ણ થઇ ઉતરાના પેટમાં પેઠા ને તેમને પરિક્ષીતે દીઠા તે કયા કૃષ્ણુ! યોનીના પણુ અંદરનો ભાગ ત્યાં શ્રીહરી, એનાથી કોની મર્યાદ ! શી રીતે બ્રહ્માસ્ત્ર જેવા દોષથી પણુ મુક્તિ કરી ને તે તમારા ધ્યાન, ચિન્તવન, પ્રાર્થન વિના બીજાના કહેવાપર થઇ તો આમનાતો કાન્ત હતા, પછી મુક્તિ થાય તેમાં શું વિશેષ છે! પૂર્ણ શુદ્ધ હોય તેતો પ્રભુને ભજે જ શું કામ ! અશુદ્ધીમાંથીજ આરંભ, તે પણુ એવો કે જે બીજી રીતે નજ સુધરી શકે એમ હોય; ભૂલ નહી પણુ ખોટી ભૂલના પરિણુામનોજ ઉદ્ધાર કરનાર તે શ્રી હરીનો સંબંધ છે. તેમાં પણુ સાક્ષાત અવતારની તો બલીહારી છે. શ્રી શુકદેવજી, ગોપીના કાન્તને કેટલા પૂજ્યભાવથી વરણે છે ? તે છીનાળવો છોકરો નથી લેખતા ! તે તો ભગવાન યોગીના ઇશ્વરના ઇશ્વરજ તેને દેખે છે. જે તેને તેવા મનાવતા થકા ગમે તે ભાવે પણુ તેને ભજવા આગ્રહ કરે છે ને સમજાવે છે કે જો ખરા ભજી જાણે તો તુરત ખુલાસો છે. પ્રારબ્ધ–પુણ્ય પાપે જખ મારતાં રહે ! એવો ઉત્તમ નિર્ણય આરતી–શરણુા ગતિથી સદ્યમુક્તિ થયાનો દાખલો અહીં દે છે, ને તે " કામ ભાવે ". પણુ ( એ દશાનો ) પછી પવિત્ર પ્રેમ

ભાવનુ તો પુછવું શું ! એમ કૈમુત ન્યાયથી ( ખુબીથી ) સિદ્ધ કર્યું એથી અમારે ઓર દ્રઢ થવું જોઇએ. નહીં કે તેમાં કુતર્ક કરી તેના લાભથી હાથે કરીને વિમુખ થવું ! કહેવાનું કહેવાઇ ગયું. વધુ ખુલાસા માટે વધુ વૃતાન્ત—

**श्लोक.**

**ता दृष्ट्वान्तिक मायाता भगवान् व्रज योषितः**
**अवदद्वदतां श्रेष्टो वाचः पेशैर्विमोहयन् ॥**
**दोहा—वा व्रज योषितकों निकट आई देखी भगवांन,**
**वचन विमोहन हांसीके उचरे श्रेष्ट सुजान.**

" તેમને પોતાની પાસે આવતી જોઇને ભગવાન, વ્રજયોષિતા ભણી બોલવામાં શ્રેષ્ટ છે તે મશ્કરીમાં વિમોહ કરવાને બોલ્યા "

પ્રભુએ ખાંમુખાં " કલગાન " કરીને તેમનાં મન હરીને તેમને પરવશ કરીને, કહો કે સ્વવશ કરીને, બોલાવી છે. વળી પોતે સર્વજ્ઞ છેજ, એટલે સદા સહુના મનની બધી જ જાણે છે. પણ જયારે. " કાન્ત " સ્હમજીને તે આવી છે. મૂળથીજ કાન્ત ભાવ પ્રભુમાં લાવી છે, તો તે ભાવ કેવો છે, ત્હેનો તપાસ કરવો જોઇએ. ચેતને પોતે પોતાનો ખુલાસો ઊચરવો જોઇએ. પ્રભુ બધાનું બધું જાણે છે એમ માને કામ ન આવે '**धीमही**' કરીને મંત્ર બોલવો. જપતાં અર્થનું અનુસંધાન કરવું, માગણી કરવી, એ વિધિ છે. તેમ પ્રભુ પ્રત્યક્ષ થયા. તે હવે તેમને તપાસે છે. તપાસવાં જાઇએ. કારણ " કામભાવ " નો ઇતિ હોય છે. પ્રતિ આવે છે તેમજ આ ગોપીકાઓ માને છે–ચાહે છે. સ્હમજે છે વા શા રીતે ! એક પુરૂષ તરફ એક સ્રીનો કામ ભાવ તે પરપુરૂષ હો તો સદા નિંદ્ય છે. એ વાત પ્રથમ તેમને સ્હમજાવે છે ને પોતે પણ એક પુરૂષજ છે. એમ તે માનતી હોય તો પછી તેમણે જે કર્યું તે ઠીક નથી કર્યું. તેમણે પ્રભુ જાણ્યા હોય તો બીજી વાત છે ! પોતાથી પોતે પ્રભુ છે એમ ન જણાવતા થકા એ રીતે " **वाचा पेशैं र्विमोहयन्** " પણ તે બોલવામાં પૂરી ચતુરતા પાછી જણાવી. મુઢનાયક ન ઠર્યા તે જે વેશ ભજવે તે પૂરોજ. અહીં તેમજ ભજવે છે. એમ શ્રી શુકદેવજી કહી રાખે છે. પછી જે પ્રભુ બોલ્યા તે હવે કહે છે. ભગવાન શબ્દ અહીં પણ લાગુ રાખ્યો છે. પોતાનીજ પાસે આવી, બધી સ્રીઓ આવી, પોતાની દ્રષ્ટીમાં આવી, અર્થાત ભાવી એટલે પોતાથીજ બોલાવી તેમનામાં તો બોલવાનાએ હોશ નહતા રહ્યા. તેમને પોતાના દેહનું પણ કયાં પુરૂં ભાન હતું ? તેમ હોય તો ખાતી ને આંખ આંજતી ઉલટ સુલટ વસ્ત્ર પહેરીનેજ આવે ! કામીને તે કદી ગમે ! એક પુરૂષ, જેને કહો કે ન્હાનો બાળ છે તે જયાં સ્હામી ન્હાની મ્હોટી કુંવારી પરણેલીની ફોજ જુવે તો તે કયાંહી ગભરાઇ જાય ! ગોપીઓએ જોયું કે એક બીજીથી છાની આવી પણ સૌજ ભેગી થઇ ગઇ, એક બીજીએ સ્હામું પણ જોયું સૌની ચોરી પકડાવાથી જ નહીં પણ એક બીજીના ઢંગરંગથી પણ શું શરમાણી ! પ્રભુને તેમનું અસ્તાવ્યસ્ત સ્થિતિયુક્ત આગમન ઓર ગમ્યું ! જાર ભાવથી પણ ભાવ અનન્યને એકજ ભાવ છે. ઘર કુટુમ્બનો ઠીક પણ રૂપ શૃંગારનું પણ ભાન નથી. ને માત્ર શબ્દથી ઇશારતથી, વનમાં રાતે માત્ર પોતાનેજ માટે આવે. તેને તો

પ્રભુ આવકારજ આપે ! ! તે રૂપ ગુણ નથી જોતા, ભાવનેજ જુવે છે. સૌને સરખાજ ચાહે છે. મનને પારખે છે તે પોતાનો સ્વભાવ બતાવતા થકા કોટી બ્રહ્માન્ડના નાયક પાસે જે સર્વ છોડી પોતાની પાસે દોડી આવે, તેને માટે પોતે પણ સર્વ પ્રકારે તેમને માટે કેવા તૈયાર છે, તે દેખાડતા થકાજ આરંભ કરે છે.

## श्लोक.

**स्वागतं वो महाभागाः प्रियं किं करवाणिवः**
**व्रजस्यानामयं कच्चिद् ब्रूतागमन कारणम् ॥**

**સ્વાગત:** ભલે આવી તમે મહાભાગા, તમ્હારૂં પ્રિય શું કરૂં ! વ્રજમાં ( તો ક્ષેમકુશળ છે ! ) કાંઇ અવળું થયું છે શું ? આગમન કારણ કહો.

પદ. " બનગયો બેદ " એ રાગ.

**महाभागा भले आई ( कहत कन्हाई )**
**भली आई सघरी मनभाइ, बात कहो चितचाही;**
**कहा करु सघरीका प्रियमें कया अकुशल कछु हैं व्रीजमांही. कहत.**

સૌથી પહેલું સ્વાગત " ભલે પધાર્યા " કહ્યું પ્રભુ પાસે જે જાય છે તે ભલે પધાર્યાજ છે. મ્હોટા રાજા શ્રીમંત માટે તેમનાથી ઉતરતા લોક તો " ભલે પધાર્યા " કહે લખે. કારણ મ્હોટાના પધારવાથી તેની મ્હોટાઇથી કાંક પણ લાભ છોટાને મળેજ, માટે ત્હેને સારૂ તે ભલે પધાર્યા એ ઠીક છે. પણ પૂર્ણ કામ પ્રભુ પોતાની પાસે અર્થી આવે એને " ભલે પધાર્યા " કહે છે ! તે કોઇ પણ હો ! બેશક ત્હેનાથી મ્હોટું તો કોઈ હોઇ શકતું નથી. જે હોય તે છોટું જ. છેકજ છોટું. કોટી બ્રંડાધીપતિની સ્હામે એક બ્રંડના દેવોના તાબાનાના તાબાના તાબાનો એક જીવ અલ્પજ્ઞ દાસ હો ! પુરૂષ તો શું સ્ત્રી ! તે પણ ઊંચ જાત વા દરજ્જાવાળી નહીં. દહી વેચનારીયો ! તેમને શ્રી હરી કહે છે " ભલે પધાર્યા " એવો પ્રભુનો સ્વભાવ સ્મરણમાં રાખવાનો છે. એજ અમને અતિ દીલાસા રૂપ છે. ભક્તરાજ શ્રી તુલસીદાસજી કહી ગયા છે:—

" રઘુવર બાવરી યેહી બડાઇ, યહ દરબાર દીનકો આદર, રીત સદા ચલી આઇ. " તેમ આ બધીનો આદર થયો. તે પણ કેવા માનપૂર્વક ! કેવા સંબોધનથી ! ! "**महाभागा**" કહીને, પ્રભુએ તેમને મ્હોટી ભાગ્યશાળી ગણી ! કારણ ? તેમને બધું સુઝી. બધું ચૂકી ગમે તે હેતુને લઇને પણ સંસારમાંથી દોડી પ્રભુ પાસે આવવાનું થયું ! મન થાય તે એક વાત, ને તન પણ અમલ કરે, ને હકીકતમાં પ્રભુજ પાસે તેનો સાક્ષાત્કાર થાય ! તે બીજી વાત. આવ્યાં એટલામાં મહા ભાગ શું ? ત્રિતાપમાંથી એટલો વખત તો નિકલાય ! " જો પળ ગઇ આનંદમેં જીવનકા ફળ સોય " પાય રૂપ વ્યાપારથી એટલો વખત બચ્યો, એ હાની અટકી એટલુંજ નથી પ્રભુ પાસે આવ્યાં ને પ્રભુને ભાવ્યાં એટલે માની લેવું કે તે ફાવ્યાં તે પૂરાં ભાગ્યશાળી તો ખરાંજ તેથી તેમને આ મતિ સુઝી, કૃતી બની પણ હવે તો ખરૂં ભાગ્ય ખૂલવાનું ભોગ–ફળ ખરાં મળવાનાં નસીબવાન, ભાગ્યવાન, તેજ ગણાય છે જે ભોગવવા કાળ આવ્યો. શું ? જે ચહો તે ! પ્રભુ તો કલ્પવૃક્ષને કામધેનુના જેવા તેથી કોટી

ગુણ શ્રેષ્ટ છે. જે ચાહો તે મળશે-આવશે એમ કોણે કહ્યું ? પોતે બહુવાર તેમ કરી બતાવ્યું છે, તેમનો સ્વભાવ પ્રસિદ્ધ છે. તે ફોકટીયો આવકાર, વા ફોકટમાં પ્રશંશા નથી કરતા. " એક બેર કહો દયાળ તુલસીદાસ મેરો ' તો કામ થઇ જાય છે. " બાંહે ગૃહ્યાની " કે ખ્હાનાની, " લાજ " તે નિભાવે છે. તેનું જે નામ લે તેનું કામ થાય છે. તો સાક્ષાત્ ચરણ શરણે ધાય, તે વળી તમામ, તેમ, લોકલાજ પણ છોડીને એજ ચેતન કૃત્ય પુરૂ થયું એના બદલામાંજ પ્રભુ પ્રામી. ને તેના ફળમાં " માગ માગ જે માગે તે આપુ " એમ થાય છે તે આપે છે પણ ખરા " **त्यक्त्वा पुत्रांश्च दारांश्च** " એ વચન પ્રમાણે સર્વ શત્રુના મુખમાં છોડી. વિભિષણુજ શરણે આવ્યા લંકેશ કહી બોલાવ્યા. નવ બીજુ કશું વિચાર્યું. મુરબ્બીભાઇનો વધ થાય તોજ રાજ્ય મળે તેમ હતું. પણ તે તો શ્રીહરીનો વિરોધી જ રહ્યો હરીને શરણે ન ગયો. તેણે પોતાનો ને પોતાનાંનો નાશ જ થવો ચાહ્યો. ઘેર ગંગા આવી તેમાં ડુબી મરવા ચાહ્યું તેવા મુર્ખ વિભિષણુ ન થયા તે રાવણુનાભાઇ છતાં શ્રીરામને શરણે ગયા ને ત્યાં " **स्वागतं " महाभागो** " જ કહેવાયું ને તેમ જ થયું. ત્યાં શ્રીહરીએ તો ખુલ્લું કહી જ દીધું કે " વિભિષણુ હો વા રાવણુ પોતે હો, તો તેને પણ લાવજો " મ્હારે શરણુ આવે તેનો સદા સ્વીકાર છે. તે ગમે તે ભાવે આવો. દુઃખ, ભય, એટલે પાપ, વા તેનાં ફળથી બચવા કે સુખી થવા, પુણ્ય કર્યાં વિના, તેનાં ફળ ભોગવવા ! તોપણુ ભલે ! હું તૈયાર છું તે કેવો ? **र्द्विर्ददातीर्नचार्थिभ्योः** અર્થીને બીજીવાર આપતો નથી. "મુઠી તાંદુલ ખાતાં વેંતે જ પુરી કરી તૈયાર " એમ " પ્રભુ સમ કોઇ નથી, દાતાર " કેટલા દાખલા ગણાવીએ ! સોથી ચઢતી મુક્તિ, તે સૌથી મ્હોટી પાપણી પુતનાને ! હેની ગતિ શ્રીશુકદેવજીના વચનમાં કેવી થઇ ! ત્યાં કહ્યું છે. **पुतनां लोक बालघ्नी पैशाची रुधीराशनी** " પણ પ્રભુ પાસે આવી, કપટ હતું, તો તે ખુલ્લું કર્યું પાપી તન હતું, તો તે બદલાવી નાંખ્યું. પણ પોતાની પાસે આવી હેનું તો કલ્યાણુ જ કર્યું. શુદ્ધ કરી સદા શ્રી ચરણમાં રાખી. એથી ઉત્તમ દ્રષ્ટાન્ત શું જોઇએ ? પ્રભુ પાસે આવનાર કેવાં, ને હેમનું પ્રભુએ કેવી હેની દાનત ને નિમિત્ત છતાં કેવું કર્યું ! એ સૌને વિદિત છે. આંહી ગોપીયોને આવકાર મળ્યો છે તે એક નથી પણ અનેક છે, તોપણુ શું સમર્થ શ્રી હરીને શું ખોટ છે ! સાચા સેવકની પ્રેમીની ખોટ તેને છે તે મળી ગયાં તોએ આનંદમાં પોતે તેમના તાબેદાર આપ થઇ જાય છે ! એ જ અહી જોયું ને હજી જોઈશું. તે શાસ્ત્રની દ્રષ્ટીયેં, પરંતુ—

લૌકિક રીતથી પણ વિચારીએ તો મ્હોટા બાપની બેટીયો પોતાની પાસે ચાલીને આવી તો હેમને આદર સત્કાર દેવો જોઇએ. તેથી "**व**" કરીને કહ્યું. પોતાને સો સરખાં છે. તે શુ માત્ર બોલવામાં નહીં ? તુરતજ બીજું પદ છે "આપનુંપ્રિય શું કરીએ " તેમનું મન ગમતું કરી આપવાને તૈયાર છે. તે ચાલી આવ્યાં, તેમજ વૈદ્ય પાસે જાયતો તે ફી માગે, વેપારી પાસે જાય તો કિમ્મત માગે, ને મુલ પમાણે માલ આપે. દામ પ્રમાણે કામ કરે, ત્યારે આતો કાંઇ લીધા વિના " પોતાપાસે આવ્યા "એટલાજ સારૂ હેમનું શું પ્રિય કરૂં ? એમ ચહે છે. પોતાનો ભાવ પ્રથમ કહે છે. સદા તે રીત રાખી છે ધર્મ રાજાને કહ્યું હતું—

" **अयमास्मिमहा बाहो ब्रूहियत्ते विवक्षितं** "
**करिष्यामिहि तत्सर्वं यत्वं वक्षासि भारत ॥**

# —रासारंभ.—

( લેખક રા. રા. અ. ત્રી. શ્રી વૈશ્નવ. )

" સાંધણુ ગતાંક પૃષ્ટ ૨૬ થી. "

---

હે મહાબાહો ! આ રહ્યો હું, જે કહેવું હોય તે કહો. જે કહેશો તે કરીશ. આવી કબુલત ને તે પાર ઇહાં સુધી પાડી કે સારથી થઇ " दुरत्ययं कौरव सैन्य सागरं " ત્હેને પાંચે પાન્ડવો ગાયની ખરી વત્ તરી ગયા, એવા તેમના સ્હાયી થયા, શું કામ? પાન્ડવ ત્હેના થઇ રહ્યા? ત્હેને શરણુ ગયા, તેથી પણુ અહીં તો પોતે પ્રથમ વિચાર દરશાવ્યા છતાં જ્યારે તેઓ કાંઇ નજ બોલી ! તે બીચારીઓ શું બોલે ! તે તો જાણુતી હતી કે પ્રભુ અમને બોલાવે છે. ને ખાસ હેતુથી સંકેત સ્થળમાં, સૌ જાણે કે મને જ બોલાવે છે, ત્યાં તો થયું હાળરૂં એકરૂં ! ને પોતે તો સ્હામા પુછે છે કે તમારૂં શું પ્રિય કરૂં ? જે ચાહે છે તે જીભે ચડીને કેમ કહેવાય ! પ્રભુ એક, ગોપી અનેક, કોનું ઇચ્છિત કયાં કેમ બનશે ! એવા વિચારોથી વા ગમે તેમ પણુ તેમને કાંઇ ઉત્તર દેવાની વગ ન પડી. પ્રભુના પ્રશ્નનો અજાણે પણુ–પરાણે પણુ હકીકત એવી બની કે મુઝાણે પણુ અનાદર થયો ! ત્યારે પોતે પણુ પલટયા ! જાણીને અજાણ્યા થયા, અથવા તેમનો ભાવ જોવા અજાણ્યા થયા ! અથવા તેમને સ્મરણુ કરાવ્યું કે, તમે તો ભલે આવ્યાં, તમારૂં ધાર્યું તો થશે પણુ પુંહેનું વિચાર્યું કે તમે વૃજને કેમ મુકીને આવ્યાં છો ? ત્યાં તો તમારા નામની પોક પડી રહી હશે ! છોકરાં રોતાં, ને ઘરડાં વાટ જોતાં, પતિ કળકળતા ને લોકો ગમે તેમ બકતા હશે ! ગોપીયોને ડગાવવા ગભરાવવા તેમને તેમના ઘરનું ભાન પ્રથમ કરાવ્યું, કારણુ તે એકદમ બેભાનપણામાં દોડી આવી છે. તેમના વેશથી જણાય છે. તો તેમને સંભારવું કે તેમણે સાહસ કર્યું છે. તે હજી સુધારી લે તો વખત છે. નહિ તો " વૃજનું કુશળ પૂછવું પડશે. " " પૂછયું. શું વૃજમાં તો ખેર છે ? " ગોપીના મ્હોંથીજ બોલાવવા આ પ્રશ્ન છે, વૃજમાં ઠીક નહીં પડયું હોય અહીં આવે ઠીક થશે એમ જાણ્યું માન્યું ત્યારે આવ્યાં હશો તો કહી નાંખો ! અથવા જ્યારે વૃજમાં વિપત્તિ આવે ત્યારે વૃજવાશી મ્હારે શરણે ધાઇ આવે છે ને હું તેમનું રક્ષણુ કરૂં છું. તેવો વહીવટ છે. ને તમે પરમાર્થ સ્વાર્થ સહુની વતી આવ્યાં હશો અથવા તમનેજ કાંઇક હશે. અથવા વૃજને કષ્ટ હોય તોપણુ દૂર કરવા તૈયાર છું. એમ કહી સૂચવે છે કે, જે હાજર નથી ત્હેની પણુ " તમારાંની " પણ ફીકર રાખું છું તો પછી તમારી તો કેમ નહીં રાખું ! પણુ તમારા કહ્યા વિના મને ખબર શી પડે ! આ પ્રશ્ન પૂછયા છતાં ઉત્તર ન દીધો. શું છે ! વૃજમાં કાંઇ ઉત્પાત નથી. તેમના તનમાં, મનમાં ઉત્પાત છે તે મુખે બોલવા જેવો નથી. તો પ્રભુ કહે તે વિના તે અર્થની સિદ્ધિ થવાની પણુ નથી. તમારે સૌને પોત પોતાનું દુઃખ કહેવું પડશે. તેનો વાયદો નથી. સ્હામી આજ્ઞા દીધી કે " આવવાનું કારણુ કહો " વૃજમાં મુસળધાર પડીને સૌ ડુબવા લાગ્યાં. ત્યાં સુધી પોતે જોયાં કર્યું. જ્યારે " તારો તારો શ્રીકૃષ્ણ તારો, ઇન્દ્રે અમપર ચલવ્યો મારો " જુઓ જુઓ આ મુસળ ધારો" એમ કહ્યું ત્યારે સૌનું રક્ષણુ થયું. તેમજ સાધારણુ પણુ " વર માગ " એમ પૂછવામાં

આવે છે ને માગે તે આપવામાં આવે છે. ચેતને કહેવું જોઇએ. વિચારીને કહેવું. કદાચ આવતાં આવ્યાં ને હવે વિચાર ફરી ગયો હોય તો પણ તેજ માગવું-વા મ્હારે કરવુંજ એમ આગ્રહ નથી. " કેમ આવી ફસાયાં ? ઘર ભૂલ્યાં કે શેરી ! " તો તેમ કહી દો પણ આ-ટલાં બધાં આવ્યાં, મેં આદર દીધો, મ્હારી પાસેજ આવ્યાં છો તો કાંઇક લ્યો બોલો કે કેમ આવ્યાં છો ! દ્રુપદીએ પણ જ્યારે છેવટ " કૃષ્ણા ધાઓરે ધાઓ મુજને વસમી વિપતે ઘેરી. " કહ્યું ને ચહ્યું કે " પ્રકટજ થાઓરે થાઓ, આવી વળગ્યો પલ્લે વેરી " લાખો લોકે સ્હાયઃના કરી એક હુંથી શું થાશે ! " બાપ આપ નહીં બ્હાર કરો તો આજ લાજ મુજ જાશે "કૃષ્ણા ધાઓ" એમ પરોક્ષ પણ કહ્યું તો કાર્ય થયું. તેજ આંહી કૃશ્ન છે ન્હેનો મૂળથી સ્વભાવ છે કે તે " પૂછે છે " ઇચ્છા જાણવા માગે છે. શાસ્ત્રનો નિર્ણય **रक्षापेक्षा मपेक्षते** " ન્હેમાં " **वैषम्यनैघृण्यदोष** " નો પરિહાર થાય છે જે કહે તેનાં દુઃખ કાપે છે તેમાં પણ સકામ નિષ્કામમાં તારતમ્ય છે. સકામમાં તો માગવુંજ જોઇએ ફળ મળશેજ તે માટે કબુલત પહેલી દઇ દીધી છે કે તમારૂં સૌનું પ્રિય કરીશ. સૌને ભાગ્યશાળી કહી ને ભલે આવી ઠરાવી હવે તેમને કહેવાને સંકોચ શું કામ હોવો જોઇએ ! પણ તે કોઇજ બોલી નહીં, બોલી શકી નહીં. કારણ ! કદાચ મન ફરી ગયું હોય ! ઘર સંભારવાથી ડર ઉત્પન્ન થયો, પશ્ચાતાપ થયો હોય કે ભુંડી કરી. બુરાં ફસ્યાં કયાં આવી ચઢયાં. બેશક જ્યારે બોલતાં નથી ત્યારે આ સ્થાન, આ સંગ, આ ઢંગ ન ગમ્યાં એમજ પ્રથમ મનાય. તેને પોતે બધી રીતની કબુલત આપી, તૈયારી બતાવે છે છતાં નથી જ બોલતાં તો પછી તો એજ વાત ઠીક ઠરે છે કે, તેમનો વિચાર બદલાયો હોય તો હજી બગડી શું ગયું છે ! પ્ર-ભુએ તો બોલાવ્યાં તેમનાં મન હર્યા તે સાહસથી આવી ગયાં, પણ બધાં ભેળાં થઇ ગયાં, સૌની ચોરી પકડાઇ, તોએ એવું કાંઇ નથી થયું ! હજી બાજી સુધારી લેવી ! પ્રભુએ રમવાનું મન સ્વાર્થે નથી કર્યું. તે કામવશ નથી થયા ! પોતા માટે તેમને કામ નથી વધાર્યા. તેમણે ઘેર જઇ પતિથી સંતોષ મેળવવો એજ ઉત્તમ છે. એમજ કરવું જોઇતું હતું. ને તેથી તેજ ધોરણપર પોતે કહે છે. અમે તો ગમે ત્યાં ભટકીએ પણ તમારે માટે બહુ વિચારની વાત છે. " સંભાર્યું તે ઉપરાન્ત આ સ્થળ સંભારી આપે છે કે જેથી તેઓ ડગે અથવા પાછા પગ ભરે અથવા બગડેલાં સુધરે ! વ્યભિચારી મતિ થઇ પણ કૃતિથી તો અટકે ! અહીં શું છે ? ઘેર પલંગ, ભોજન, ગાન તાનનાં સાધન, સુગંધી ધુપો, દીપો, મીઠાઇ, ઈષ્ટ પતિ ને અહીં તો—

**रजन्येषा घोर रूपा घोर सत्त्व निषेविता ।**
**प्रतियात व्रजंनेह स्थेयं स्त्रिभिः सुमध्यमाः ॥**
**घोर रुप रजनी यह सेवत घोर प्राणी ता मांहि,**
**लैटी जाओ व्रजमें या स्थलमें सुंदरीकों ठहरना ठीक नाहि ( कहत )**

**અર્થ**—આ રાત ઘોરરૂપ છે, ઘોર પ્રાણી તેને સેવે છે અહીં સુંદર કટીવાળી સ્ત્રી-ઓએ ઠરવું ઠીક નથી માટે વૃજ ભણી સીધાવો.

વિવેચન—" આવ્યાં તેવાંજ પાછાં જાઓ " એમ સંભળાવ્યું. કારણ તેઓ પ્રભુથી કાંઇ બોલતાં નથી તો પછી આંહી રોકાઇને બેઉ ગમતું બગાડવું શું કામ ! ઘેર બેઠે નહીં જાણ્યું હોય પણ હવે લાગતું હશે કે રાત કેવી જાતેજ ભયંકર, તેમાં પણ જ્યાં ઘોર પ્રાણી ફરે તેવા વનમાં ! ખરેખર તેનું પરિણામે ઘોરજ આવે. માટે ઉચિત એજ છે કે, અઘોર, સલામત પોતાનાજ સ્થાનમાં જાતે, રાતે રહેવાની બધી સવડ, બધા સંગી સુખદ છે, ત્યાં પાછા જતા રહેવું. તેમનું આવે સ્થળે આવે અનુચિત સમયે ફરવું એ બીજી રીતે પણ ભયંકર છે ! તન જાએ તેથી પણ મોંઘી પ્રતિષ્ટા ન જવાનો પ્રસંગ આવી પડે ! બાળ બુદ્ધીને દરકત નહીં. તમારે જવાને વિચારવું જોઇએ તેમાં રૂપાળી છો ! અર્થાત સૂચન કરે છે કે, તમારૂં ઇચ્છિત પૂર્ણ અહીં નહિ થાય ન તે પૂર્ણ થવા અહીં ફરવું તે ઠીક વાત છે. માટે જો એજ વિચારથી આવ્યાં હોય તો ભૂલ થઇ છે. બેશક રાત્રી ઘોર લાગશે અથવા ઘોર છેજ. તેમાં તે કોઇ આવે વખતે આવું સાહસ કરતું હશે ! " અમારૂં ગમે તે થશે તમે ના કહેનારા કોણ ! તમને કાંઇ ન કહ્યું તે કાંઇ ન કરો પણ ત્યાં ફરવાની પણ મનાઇ ! તે કાંઇ તમારૂં વન છે ! " એમ જો ધારો તો તમારૂં શ્રેય ભાસે તે વગર પૂછે પણ કહેવું જાઇએ. " અતઃપરને કહેવું જોઇએ તો તમે તો ઓળખીતી છો, આદર આપવા યોગ્ય છો, તેથી બીજું કાંઇ કામ નથી ચીંધતાં તો હું સલાહ દીધાથી, બે શ્રેયનાં વચન કહ્યાથી પણ જાઉં ! કામ અર્થથી પણ મોંઘો " ધર્મ " તે આપું છું. ધર્મ સ્થાપવા મ્હારો અવતાર છે તે તમને ભૂત્ર કરતાં જોઇ હું ન કહું તો કોણ કહે ? તમે નથી કહેતાં પણ હું તમારો મનોભાવ સમજ્યો ! તમે મદ કામ ઘેલાં થયાં છો તેથી વિપરીત સુઝે છે. રાત તે વળી રૂપાળી હોય ! તે વળી વનમાં, જ્યાં વનપશુ વસે ! ઝટ જવા કહેવાનું કારણ એ પણ ખરૂં કે વખત વિતશે તેમ વધુ રાત ઘોર દેખાશે. કારણ ઘોર પ્રાણીને ફરવાનો સમય થશે અથવા ચોરોને વ્યભિચારીઓને સંકેત સ્થળોમાં આવવા સમય થશે. તેવા મદ કામાંધને માટે રમણીય, પણ સાત્વીકને તો તે રીતે પણ ઘોર ! અથવા તમારૂં તમે જાણો પણ " મ્હારી આબરૂને બટ્ટો ન લાગે માટે મ્હારી પાસેથી તો જાઓ, મ્હારૂં બ્રહ્મચર્ય ન બગાડવા ઝટ જાઓ. એવા ભાવ છે. તેઓ તો કાંઇ બોલતીજ નથી. વિચારમાં પડી ગઇ છે કે હવે શું કરવું ! " પંડેજ સાહસ કર્મ કેવું કર્યું છે ! આગળ પાછળનો કાંઇ વિચાર કર્યોજ નથી. પણ પોતે તે કરાવવો જોઇએ. ઝટ ઘેર જવાનું કહેવામાં જેમ અહીં રહે એક જાતની હાની કહી તેમ બીજી રીતની પણ હાની ત્યાંની બતાવે છે. અથવા આ ઘોર છે તેથી ના પાડું છું, તેમજ જ્યાં તમારૂં ને તમારા છે ત્યાંજ જવા કહું છું. આંહીં જેમ એકલાં તેમ ત્યાં એકલાં, બહુ આદર દેનારાં, ઉલટી તમારી વાટ જોનારાં, તમારાં નિત્યનાં સહચારી છે. ને તે બધાંને તમારો તમારે તેમનો ખપ છે, આ વન, આ પશુનો જેમ ખપ નથી, તેમજ તેથી વિપરીત. આ અનુચિત તેવુંજ ને ઉચિત છે. ને તેથીજ હું તમને વગર પૂછે સલાહ દીધે જાઉં છું. વધુ દલીલ કહે જાઉં છું. જેથી ધર્મ પંથપર ઝટ લાગો તો પ્રાયશ્ચિત ઓછું ! પસ્તાવો ઓછો થાય તેથી વધુ કહે છે.—

श्लोक—मातरः पितरः पुत्रा भ्रातरः पतयश्च वः ।
विचिन्वन्ति ह्य पश्यन्तो माकृध्वं बंधुसाध्वसम् ॥

**माता पिता पुत्र ओर भ्राता पति ढुंढेंगें चाही;**

**ना निहारी तुमकों दुःख पावे साहस करना उचित यहनाहि. (कहत.)**

**વિવેચન**—એ વખતાં કહ્યા વિના, કામો મુકીને, એકદમ બધાં ઘરમાંથી, મુદ્દાનાં બધાં ગુમ થયાં છો તે શોધ ખોળ થઇ પડશે. એ વિચારતા કરો! સૌથી વધુ દુઃખ પામનાર માતા, પછી પિતા, માતા ઝુર્યું રાખશે તો પિતા તપશે, ને સમજી શાન્ત થશે તો છોકરાંઓ રડારોળ કરી ગામ ગજવશે, ભાઇઓ કોપે ભરાઇ ધાઇ આવશે, ને છેવટ સ્વામીનો ઝાંખશેજ કેમ! સૌના કામની છો. સૌ પ્રત્યે સૌનાં કર્તવ્ય છે. તે બધાં બંધુ છે. તેમને છોડીને આંહી દોડી આવવું એજ અનુચિત છે. પણ હવે તો વધુ સાહસ થાય છે. તેમને ભય દુઃખ તે પરિણામે તમનેજ થવાનું! મ્હારે માટે મ્હારી પાસે આવ્યાં હો, તોપણ તુલના કરો, મ્હારો સંબંધ ક્ષણિક, તેમનો નિત્ય, તે અનેક, હું એક, તેમના અનેક ઉપકાર, મ્હારા કશા નહીં, તેમનો આધાર છે ને હજી પળે પળે કામ છે. બધી રીતે વિચારતાં આ તમ્હારી ભૂલ જને પરિણામે પણ એથી તમને દુઃખનું [illegible]જ થશે. સૌ તરફથી શંકા આવશે ને તેમાં પાછું મ્હારૂં નામ નહીં દેવાય. ન હું કામ આવી શકીશ! તાત્પર્ય કે હજી ઘર તરફજ પગ ભરવો ઠીક છે. આવો ભાવ આ શ્લોકનો છે.

આ બધી વાત લૌકિક રીતે, તેણીઓ અલૌકિક રીતે, પ્રભુ રહમજીને આવી હોય તોપણ તેમાં કચાસ છે. હજી ઘરની આશ છે, હજી અનેક આશાઓનો ઉરમાં વાસ છે, ખરે ખરજ તે તજીને નથી આવી. માત્ર કાન્ત સાથે રમવા આવી છે! દેહ છોડવા, નહીં પણ દેહમાં ઉદ્દેલ દાહને શાન્ત કરવા. આવી છે પણ પછી તે દેહનું શું થવું? કોને આધીન કરવો છે? તે કેમ સ્વીકારશે! સ્વીકારશે તોપણ સંતાપ્યા વિના કે! પ્રભુને ચાહે છે પણ "સર્વ વિધ" તમે છો એમ હજી નથી જણાયું. વાસ્તવિકમાં એમ છે પણ નહીં એવોજ સંસારપર વૈરાગ્ય નથી. બંસી સાંભળ્યા પહેલાં સંસારમાં સહુ ખુંચીજ હતી, ને હજુ સંસારમાં રહેવાની છે આતો પ્રભુનું રૂપ જોઇ મોહી તેને કાન્ત ગણી કામ જાગ્યાથી ભ્રાન્ત થઇ તેથી જે કૃતિ, પરવશતાથી બની ગઇ તેનું પરિણામ છે. પણ તો શું તે કામ જાગેલ આવા બોધથી શાન્ત થાય છે! થયો નહીં. તેમ થયું હોત તો તુરત પાછી વળવા માંડત, એકાદતો ઘર તરફ જવા ચંચલ થાત!

પણ જ્યારે તેઓ ટગરમગર પ્રભુ ભણી જોયાં જ કરે છે, ને કોઇ કાંઇ બોલતી નથી ત્યારે હવે બીજી કલ્પના કરવી પડી, ભુંડી મૂકી ભલી કરવી ઠીક ગણી તે બધી રજા લઇ વનરાજી જોવા આવી છે. સાધ્વી સતી પણ શરદની શોભા જોવાની શોકીન છે. ગૃહસ્થોની સ્ત્રીઓ છે, અનેક પ્રકારના ભોગમાં, શરદની ચાંદનીની સ્હેલ એ પણ એક ભોગ છે. તો એ ઠીક છે. તે પણ બની ગયું.

ગોપીયો જવાબ જ નથી દેતી ત્યારે પ્રભુ તેમને માટે એ અનુમાન કરીને પણ કહે છે એજ કે ન બોલો ન મન બોલો તો સીધાવો. મુદ્દો ત્યાં છે. પ્રભુ શું કહે છે—

**दृष्टं वनं कुसुमितं राकेश कर रंजितम् ।**

**यमुनाऽनिल लीलैज त्तरु पल्लव शोभितम् ॥**

**पूर्ण शशीकर रंजित कुसुमित देख चूके वन याहि;**

**यमुना स्पर्शीत अनिल लोलीत निरखे तरु पल्लव सुखदाई. कहत कन्हाई.**

# —रासारंभ—

## ( સં. ઉપરથી વિવેચન સાથે ભા. ક. અ. ત્રી. વૈભવ. )

" સાંધણુ ગત વર્ષના ૧૨ મા અંકના પૃષ્ઠ ૩૦ થી "

**પ્રથમ** તો ઘોર નીશા ને ઘોર પ્રાણીસેવીત વન કહ્યું. હવે તેનાં પોતેજ વખાણ કરે છે. એ પણ ઠીક છે, જેવી દ્રષ્ટી. કઈ દ્રષ્ટીથી ગોપીઓ વનને જુવે છે તે તેઓ ક્યાં બોલે છે! જો સ્વકીયા હો, તો તેમને માટે આ ઘોર વન, ઘોર વેળા, ઘોર મનુષ્યોનું ફરવું છે. ને પરકીયા છે તો ઠીક છે એ પણ શોક છે, બંદ છે, કામોદ્દીપન સામગ્રી છે તો તે જોઈ બેશક દરેક કામને વધારે તેવીજ છે. શું શું તેપર તેમનું લક્ષ ખેંચે છે? ઘરના ડરથી પાછી ન હઠી તો અહીંની લાલચમાં નાંખે છે એથી જ જણાય છે. બેશક અહીં છે મોજ પણ કોને ક્યાંને! શી રીતની! પ્રથમતો વન કુસુમિત, ને જોવા જેવું છે. શા માટે! ચંદ્રનાં કીરણથી આજે આટાણે અપૂર્વ રીતની વન રાજીને ખીલવી છે. સકળ ઋતુનાં કુસુમ આજે અદ્‌ભૂત રીતે ખીલ્યાં છે. માલતીનો નમુનો ઉપર દીધો છે. તે પર ધ્યાન ખેંચે છે કે જુઓ આજની તૈયારી! ચંદ્રની ચાંદનીની, વનની, કુસુમની ઓરજ છે!! બલકે યમુનાજીપર થઈને જે પવન મંદ સુગંધીત આવે છે! તે જેના પર થઈને આવે છે તે તરૂપલ્લવ બધુંજ ખીલ્યું છે! છતાં તમે કાંઈ ખીલ્યાં નથી કેમ દેખાતાં! કારણ! ઘેર જવાનું કહેવા માંડ્યું તેમાં? ઠીક છે તે કહેવું જ જોઈએ કારણ આ સાહસ ફરી કરવા જેવું નથી જ તે વિશે ઠોક મારીને કહે છે. તેમાં પ્રથમ હાલ તેમને ઘેર જવાબ દેવાનું આ એક નિમિત્ત શીખવ્યું કે પૂછે તો જવાબ દેજો કે, વન જોવા ગઈ હતી. બધી ભેગી જ છો, તેથી વાત મનાશે પણ ઝટ પાછી વળી ગઈ તો ( આવો કોઈ ટીકાકારનો મત છે. )

જગતમાં અનેક પ્રકારની મોજ હોય પણ તે સૌને સદા સ્વતંત્રતાથી ભોગવવાની નહીં! પ્રથમ કર્તવ્ય, ને પછી મોજ! મ્હારી પાસે આવે તેને તો એજ બોધ, રોજ મળવાનો. હું કાંઈ કામનો દાસ નથી, કામનીની મને આશ નથી. તમને પણ કામભાવથીજ મ્હારી આશ હોવી ઠીક નથી. " પણ અતિ કામ વ્યાપી ગયો, હવે શું કરવું! તે વિના કાંઈ આવે ડાળે વનમાં શોભા જોવા કોઈ આવે "?! તોએ ફીકર નથી. મન આવા સ્થાનમાં, આવા રૂપમાં, આવી શોભામાં રાખશો ત્યાં સુધી તો બોધ અસર નહીં કરે ને ભય પણ ઉરપર નહીં ઠરે. માટે સ્થાન ને કૃતિ બેઉ ઝટ બદલો. આવ્યાં ત્યારથી ઉતાવળ એટલાજ માટે છે કે, જેમ આ સ્થળ, પવન, સુગંધ ચાંદની એકાન્ત વધુ અનુભવશો તેમ પછી ઘેર જવું, કઠણ થશે! "કામ" વધેજ જશે. આડકતરી રીતે વધારેજ જાય છે. એમ કેમ ન કહીએ! તો પછી મુખથી બોલી દે! બેઉ ઠેકાણે બગડે, એવું કેમ આચરે છે? શું શું ઉચિત છે! તે તો કહેજ જાય છે. જ્યાં સુધી તેઓ બોલતી નથી ત્યાં સુધી તે રીતે કહેવાય છે. બોલશે ત્યારે સાફ સાફ કહેવાશે. પણ એ નક્કી કરે જાય છે કે, પોતે કામી નથી, તેને કામ જરા અસર કરે તેમ નથી. કામની સેના આ ચઢી આવી છે. રણભૂમિ કેવી જમાવી છે! હજી આગળ સુરતસંગ્રામે થશે. તોપણ પોતે કામપર વિજયજ કરવાના છે. વિર્ય નહીંજ પડે! બ્રહ્મચર્યની પરિક્ષા છે!! કામપર જય આવો કોણ કરી શકશે! એ રહસ્ય છે. ખરૂં છે કે

ગોપીયોને કામ વ્યાપ્યો છે પણ તેનો રસ્તો શું! તેણીઓ હાલ ભૂલી છે. તેઓ ખરો રસ્તો જાણે છે. ધણીઓએ તે લીધો છે, સંસાર કીધો છે તો એજ માર્ગ સીધો છે. આ વેળા મોહ મદીરા પીધો છે તો પ્રભુ પોતે ફરી યાદ દે છે.

**तद्यात माचिरं गोष्ठं शुश्रूषध्वं पतीन् सतीः**
**क्रंदंति वत्सा बालाश्च तान्पाय यतदुह्यत ॥**
**बाते बेगी जाओ गोष्टमें, सती सेवो पति चाही;**
**रोते बाल वत्सकों जाके तृप्त करो दोहि दुध पिलाइ. कहत कन्हाइ.**

માટે જાઓ ગોષ્ટમાં, વનમાં નહીં રહો અહીં આવવું જ નહોતું જોઈતું. આવ્યાં તો હવે "જલદી", જાઓ. કારણ આ વેળા તે સ્થળે તમારે હાજર રહેવાની જ નહીં, કર્તવ્ય કરવાની છે. અથવા યદિ કામવ્યાપ્ત હો તો, વન જોઈ ઓર વધુ કામ વ્યાપ્યો હોય તો, તમારા પતિ છે. આજ સુધી તમે તેનીજ સેવા કરી છે એટલે તમે સતિ છો ને તેવી સતિ રહો. એથી પાછાં સદ્ય સ્વામીસેવામાં જોડાઈ જાઓ એથી અભિષ્ટ થશે. કેટલી વાર કામ શાંતિ થઈ! તેમ આ વેળા પણ થશે, અથવા સતિને પતિસેવાજ કર્તવ્ય છે. તેને મૂકી બીજે જવુંજ ઉચિત નથી પછી બીજાને ન્હાવું તો ઉચિત દરેજ કેમ! તેમ કરે તે પછી સતિ શી રીતે! મરતાં પણ સાથેજ બળનારી, પણ પતિ સેવાજ તમારે સૌને કર્તવ્ય નથી તમે તો કેટલીક બચ્ચાવાળી છો. કેટલીક પશુ, ગાયો વાળી છો. તેમની પણ સુશ્રુષા કરવી એ તમારૂંજ કર્તવ્ય છે. પતિનું જે જે તે તે તમારૂં તેનું સેવન કરવુંજ જોઈએ. તેને બદલે તેમને અધવચ લટકાવી તમે આંહી આવ્યાં છો. એ "સતિ" સુનારીનાં લક્ષણ નથી, આશ્રિતને દુઃખમાં મુકયાં છે તે જેટલી વાર થાય તેટલું પાપ બંધાય છે. માટે માત્ર ઝટ ગોષ્ટમાં જ જાઓ એમ નહીં પણ તરસ્યાંને દૂધ પાઓ, ગાયોને દોહી વાછરડાંને છૂટાં કરો, એ કર્તવ્ય છે. એ આવશ્યક છે, એ ન કરેથી હાની છે, પાપ છે. ને તેથી ઝટ જવું ઉચિત છે અવશ્ય છે. પતિ પ્રત્યે પ્રેમ નહોતો! બાળકપર દયા પણ નથી! તે રોતાં મૂકીને આવ્યાં છો! એ રીતે જવુંજ પડે એવું સ્મરણ દે છે. તમે પોતાનાં ન થયાં તે મ્હારા પારકાંનાં શું થવાનાં હતાં! આવી ક્ષણિક મતિ કૃતિ છે. તેનો શું વિશ્વાસ! અર્થાત્ તમારો મ્હારો પ્રેમ ઠીક નથી. પરપુરૂષનો પ્રેમ તુચ્છ છે. ક્ષણિક છે. મોહ છે તે જૂઠો છે મારે તો બીજું કામ નથી પણ તમારે છે. મારે એવા પ્રેમનું સ્થાન નથી. તમારે છે. મારે બંધન નથી. તમારે છે. મને કોઈ પૂછનાર નથી. તમને છે. મ્હેં કોઇપર તેવી પ્રીતિ કરી નથી તમે કરી છે. મ્હેં આશ્રિત વળગાડયાં નથી. તમે વળગાડયાં છે. એટલે તમારે મારે બને તેમ નથી. તેથી પાછું જવા આગ્રહ સકારણ કર્યો. ધર્મ અર્થ ને કામની આ કૃત્યથી હાની બતાવી ને ઘેર જવાથી લાભ બતાવ્યો.

તેમ છતાં જ્યારે તે જરા પણ ન ડગી ટગમગીને ઉભી જ રહી ખીન્ન દીન જ થતી ગઈ ત્યારે હવે ચોખ્ખા શબ્દમાં એથી પણ અધિક કહ્યું કે તમારા મનની પરિક્ષા થઈ, તમે મ્હારી પરિક્ષા કરી છે. મને ખરો ઓળખ્યો છે. ધર્મ અર્થ કામ શું મોક્ષથી પણ વધુ પરમ પુરૂષાર્થ તે હું એમ જાણી માની મ્હારી પાસે આવ્યાં છો એમ જણાયું. એમ પણ છે. તેથી તે દલીલ દઇને પણ કહેવાના એ જ કે પાછાં જાઓ.

**अथवा मदभि स्नेहाद्भवन्त्यो यंत्रिताशयाः**
**आगता ह्युपपन्नवः प्रीयन्ते मयिजन्तवः ॥**
**अथवा मम प्रीति यंत्रित चित्त महिं आप सब आई;**
**तोभी तुमको येहि घटित हैं प्राणी मोंको चहते हैं सदाहि. कहत०**

પોતે જ સતિ કહી પોતે જ બાળક પશુની સેવા કરતી હતી એમ કહે છે. પછી તેમની ચાલ વિશે કેમ શંકા લે છે? આ વખતે અસાધારણ બનાવ બન્યાથી અપ્રતિહત મનો ભાવ ઉઠવાથી તેઓ આવી છે. તે કોની પાસે! તેને શું સમજીને? ધર્મ, અર્થ, કામ, મોક્ષના ઉપર પશુ બાળસેવા, પતિસેવા, પણ તેની "ગૌણ સેવા" તે મુખ્યની મુખ્ય સેવા માટે. તેમાં પણ કશું જ લેવા નહીં, પણ તન મન દેવા, પ્રેમ અર્પવા, તે મલીન વિશુદ્ધતો જેવો છે તેવો છે. પણ આગમન કારણ તમારા પરનો સ્નેહજ છે, તો એ ઠીક જ છે. માટે તો "સ્વાગત" કહી મહા ભાગા કહી" કુશળ પૂછ્યા" કારણ પૂછ્યું" પણ જ્યારે સ્પષ્ટ ન બોલ્યાં ત્યારે અનુમાનો જ કરવાં, ને શ્રેય કહેવું પડ્યું. તેમાં આ છેલ્લું ખરૂં અનુમાન કર્યું અથવા, આટલું કહીને તેમને અડગ જોઈને આગળનું બધું કહેવું છેકી નાંખે છે અથવા એક મુખ્ય વાત તેમાં ઉમેરે છે. એને જ પ્રાધાન્યતા દે છે કે "મ્હારા સ્નેહમાં યંત્રિત થઈને તમે આવી છો યંત્ર પકડી રાખે ખેંચી જાય તેમ મ્હારા સ્નેહના ખેંચ્યામાં પરાણે આવ્યાં છો. તો બેશક મ્હારાપરનો સ્નેહ, સાચાંઓનો એવો જ હોય છે. તે માટે તમે તેટલું ઠીક કર્યું, ઉચિત કર્યું. મ્હારામાં એવો જ પ્રેમ જોઈએ. હોય છેજ. જંતુઓ જે પ્રેમ કરે છે તેનું ખરૂં સ્થાન છેવટ સ્થાન હું જ છું. મ્હારા વડે જ જગત પ્યારૂં, બધું જ પ્યારૂં છે. જેમ વિભૂતિમાં મ્હારો અંશ તેમ આનંદ માત્રમાં મ્હારો અંશ એટલે "જ્યાં જેને પ્રીતિ થાય છે તે મ્હારા આનંદાંશને લઈનેજ! એટલે મને લઈનેજ! એ વાત તમે જાણી ચૂક્યાં— માની ગયાં કે હું ગુપ્ત પરદ્વારા આનંદ દેનાર પ્રત્યક્ષ પ્રકટ આનંદમૂર્તિ બ્રહ્મસ્વરૂપ જ તમારા ગામમાં આવી રહ્યો છું!! તો પણ શું!? પ્રભુ તરીકે નથી આવ્યો. નંદસુત કહેવામાં છતાં તમે મને પ્રભુ માની મ્હારામાં જ સ્નેહ આણી હવે જગતમાં નથી જ જવું એવું એવું તેને છેક તુચ્છ પ્રમાણી નથી આવ્યાં. તમારો હજી વિશુદ્ધને તેવો જ પૂર્ણ પ્રેમ મ્હારામાં નથી એ પણ પ્રભુ ચોખ્ખું કહી દે છે. (જેનો હતો તે પારપડી ગઈ) ને એ જ કારણ છે. કે તમારો સ્નેહ ઠીક છે. મ્હારે જ માટે બધું ધોળ્યું કરી છોડીને આવ્યાં છો તોપણ હું તમારો સ્વીકાર કરતો નથી. કારણ આ તમારી અધિકાર થયા વિનાની ઉતાવળ છે. મ્હારામાં જો સ્નેહ છે, તેને જો સૌથી શ્રેષ્ઠ જ ગણ્યો છે, મને જ મેળવવો માન્યો છે તોપણ અપકવને હું મળતો નથી. પણ તેમના પર કૃપા કરી તેમને સમજ દઉંછું કે તે પક્વ શી રીતે ને ક્યાં થાય! ને તેમ મ્હારૂં કહ્યું ચહ્યું કરે તેની પક્વ થયે હું જ શુધ લઉંછું. પક્વ થવાનો ઉપાય પણ મેં અતિ સુગમ રાખ્યો છે. જ્યાં જેમાં છો ત્યાં તેમાં જ રહીને મ્હારામાં ભાવ રહેવાથી જ મ્હારે યોગ્ય થઈ જશો. પ્રેમમાં જેટલો વિરોધ. દોષ છે તેટલો જશે. શાથી! મ્હારૂં કહ્યું કરવાથી! શું કહેવું છે! તે કાંઈ હાલજ નથી કહેવું. રૂબરૂ આવો ત્યારેજ તેનેજ કહેવાય એમ નથી રાખ્યું પ્રસિદ્ધ પત્ર શાસ્ત્રમાં ભાખ્યું છે. ને તે તમારાથી પણ છાનું એ નથી. તમને જે હાલ અતિ ઉતાવળ થઈ છે. તે પૂરી કામ નહીં લાગે. મ્હારૂં કહ્યું, મેં શાસ્ત્રથી ઠરાવ્યું તેજ કરવું પડશે. પૂરો પ્રેમ તેહેનોજ ગણાય. જે કહ્યું, શું ચહ્યું પણ કરે. ને તેમ કર-

વાથીજ મને પમાય. મ્હારાં પૂરાં પ્યારાં થવાય છે તે કર્યા વિના પરાણે આવીને મને વળગવાથી, મ્હારી આજ્ઞા તોડીને મ્હારી પાસે આવવાથી છેવટ લાભ નથી. હજી મેલાં છો તે પૂરાં પવિત્ર, પાપબંધન છે તે ઋણમુક્ત ન થયાં હોય તેણે પૂરાં થવુંજ જોઇએ. તમે હજી ઋણમાં છો, આ દેહ છે ત્યાં સુધી બંધનમાં છો તે બંધન, મ્હારી આજ્ઞા જ છે. તે તોડવાં તો ન મ્હાવું પણ તે બરાબર રાખી પાળવું એટલે છેવટ હું આવી તે સદાસારૂ સ્વીકારી લઇશ. પછી કશી ગરબડ ક્ષણીક પ્રેમ ફરી ચિન્તા એ કશું જ નહીં થાય ! ન લોકોમાં અપયશ ગવાશે ! ન તમ્હારા દાખલાથી બીજાં ઉલટું સમજી આચરી બગડશે ! હાલ આચર્યો એ તમારો ધર્મ નથી, આ તમ્હારૂં કર્તવ્ય નથી. જે કરતાં હતાં, જ્યાં કરતાં હતાં, જેનું કરતાં હતાં, તે ધર્મ હતો. તેજ હું, ત્હેમાં હું, તે મ્હારૂંજ સેવન હું ગણું છું. ને તેથીજ તમે પણ ન્યાલ થવાનાં જે ચોખ્ખા શબ્દોમાં પાછું સ્મરણપર લાવું છું કે—

**भर्तुःशुश्रूषणं स्त्रीणां परोधर्मो ह्य मायया ।**
**तद्बंधूनां च कल्याण्यः प्रजानां चानु पोषणम् ॥**
**कपटरहीत भर्ता की सेवा यह स्त्रीधर्म बडाही;**
**याके बंधुजनका हित अरु प्रजापरिपालन करनाहि. (कहत कन्हाई.)**

વિવેચન—જેમ અર્જુનને સગા સંબંધી પરના સ્નેહને પછી દયાથી, મોહ થયો હતો, ને નહીં લડું કહી અટકી પડ્યા હતા; તેમ આ ગોપીયોમાં કામે ઘર ઘાલ્યું છે. તેને લઇ હાલ તે રંગેરંગ ઉછળી રહ્યાથી તેઓ ઢીલ થઇ અડી છે. ઉપડી આવી ને અટકી છે. તેમને પણ તેજ રીતે ઠેકાણે લાવવી છેવટ કર્તવ્યમાં જોડવી જોઇએ. કારણ પોતાની પાસે આવી પોતાની ગણાઇ પોતાને જ ચ્હાઇ રહી છે તો તેને સદાય મળવાની ગોઠવણ કરી છે તે સમજાવવી. સ્વસ્વરૂપનો આનંદ દેખાડી દેશે પણ મરતાં સુધી કરવાનું તે આંહી સમજાવે છે.

પરમેશ્વર તરીકે હું સહુનો ભર્તા છઉં પણ નંદસુત તરીકે પરપુરૂષ છઉં. તેમાં તમારે આવી રીતે પ્રેમ દરસાવવો તે ઠીક નથી. પરપુરૂષ તરફ પ્રેમ એ તો મહાન દોષ છે. પણ એવો તો ભાવ ગોપીયોનો નથી. તેથી તેમને પોતાની તરફ પ્રેમ કર્યાનો ઠપકો નથી દેતા. કારણ પોતાપર પુરૂષ તરીકે પ્રેમ છે જ નહીં એ રીતે તો તેઓ હજી ન્હાના બાળ છે. પરમેશ્વર પરબીનેજ પ્રેમ છે, પણ જારભાવ તો ખરો. તે માટે પરમેશ્વરેજ તેમને તેમનાં પૂર્વનાં કર્મ પ્રમાણે પતિ આપ્યો છે. તેણે તેમને પાળવાનો જુમ્મો જનમભર માથે લીધો છે, પોતાની તમામ મીલ્કતની સમાનભાગીયણ બનાવી છે એટલે તેના ઉપકારના બદલામાં તેને માટેજ પેદા કરનાર પિતાએ પોતાની વસ્તુ પતિને, તેમની જાત જમાઇને, દાનમાં દઇ દીધી છે ત્યારથી તેની જ. તેને માટે તો થઇજ છે. પણ તદુપરાંત તે ગ્રહણ કરનાર પણ પાછા ઊપર કહ્યા તેમ ઉપકારીજ છે ને તેથી તેની સેવા કરવી એજ પરમ ધર્મ સ્ત્રીઓનો છે. પણ તેમાં "અમાયયા" કપટરહીત ખરા ચોખ્ખા મનથી. બનતું બધુંજ કરવારૂપ સેવા હોવી જોઇએ. જુક્તિથી જવાબ દઇ છુટવા વાળી સેવા કામ ન લાગે. તેના મનને સંતોષ થવો જોઇએ. તે ક્યારે થાય ? જ્યાં તેનું મન, જેમાં જેનું મન, જેની સેવા થાય તો ઠીક, એમ તેનું મન હોય તેમનું તેવું સેવન કરવું એટલે કે તેનાં બંધુઓનું કલ્યાણ, જે પોતાથી બની શકે તેવું તેટલું કરવું ને ચાહાવું તો અવસ્ય ને તેની પ્રજા જેનું તે પોષણ કરવા ચાહતો હોય, બંધાયો

## —रासारंभ—

( બીજા અંકના પૃષ્ઠ ૩૪ થી શરૂ. )

હોય (શાસ્ત્રથી) તેનું અનુપોષણુ કરવું. પતિ ધનથી મદદ કરે સ્ત્રી અર્થ ભોગ તૈયાર કરી આપી પૂરા પાડે અર્થાત્ પતિને પતિની સેવા એ માટેજ સ્ત્રીનું જીવન છે. એજ સ્ત્રી માટે "પરધર્મ" છે. પ્રભુનો પોતાનો પ્રતિનીધિ આ દુનિયામાં સ્ત્રી માટે પતિ છે. ભર્તા વિશ્નુ તેજ પતિ, પછી જો પ્રભુની આજ્ઞાથી પ્રભુ માનીનેજ તેનું સેવન થાય તો અંતે પ્રભુ સાક્ષાત તેને કેમ ન પ્રાપ્ત થાય ! પ્રભુને સદા સારૂ પ્રાપ્ત કરવાનો આ રસ્તો છે. પ્રભુને વ્હાવા, પ્રભુનેજ પામવા આશા રાખવી પણુ તે સદા સારૂ ને તે આ રીતે પામી શકાય છે. એવુંજ ગોપીયો આચરતી હતી. તેવુંજ હજી પણુ આચરે છે પણુ આજે કીધું તેવું ફરી પોતા માટે પણુ ન કરે પછી બીજા માટે તો કરાયજ કેમ ! એ દસાવે છે. કારણુ તરવાનો ઉપાય પતિસેવા છે. એટલે તેમાં બીજી આશા નહિ, ત્યાં પછી રૂપ, ગુણુની પુરતી અપુરતીની વાત ક્યાં રહી ! આ લોકના સુખ માટે પણુ પતિ વ્હાવો ઠીક છે, પણુ તે તેવું સુખ દેનાર ન હોય, તેવો ન રહે તો તે સુખ શું બીજી રીતે બીજેથી મેળવવાં ? નહિ આ લોકના સુખની ઇચ્છાની ઉપરની આ વાત છે. ધર્મજ નહિ પણુ **પરધર્મ**ની આ બીના છે. આ લોકનાં નવાં સુખ તો શું કામ વ્હાવાં ? પણુ જૂનાં હોય તે પણુ તેમાંજ ખર્ચવાં, પતિસેવાપર ઘોળ્યાં કરવાં અર્થાત્ રૂપ, ગુણુ, શક્તિ, ધન માટે પતિની સેવા ન કરવી પણુ પ્રભુના પ્રતિનીધિ તરીકે એટલે કે તેની સેવા થશે તો પ્રભુ મળશે તે માટે કરવાની તે નહિ કરે તો નહિ મળે, ને કરે તો પછી તે પતિ જાતે ગમે તેવો હોય એ પ્રશ્નજ નથી. એ વિષયને પ્રભુ ખોલાવે છે.

**दुःशीलो दुर्भगो वृद्धो जडो रोग्य धनोऽपिवा ।**
**पतिः स्त्रीभिर्न हातव्यो लोकेप्सु भिरपातकी ॥**
**अर्थ—दुःशील दुर्भग होय वृद्ध जड रोगी रंक कंगा हि ।**
**परलोक चहे ता स्त्रीकोंतो पति अपातकी तजवो नाहि ॥ कहत.**

દુ:શીલ એટલે ખરાબ સ્વભાવનો હોય, એજ પ્રથમ કસોટી છે. તે ગમે તેમ વરતે પણુ સ્ત્રીએ તો તેને સેવવોજ. દુર્ભગ—દુર્ભાગી એ બીજી વાત, સારા ને ભાગ્યવાનને સહુ ચાહે પણુ તે ભાગ્યને કે પતિને ? પતિનેજ ચાહે તો ભાગ્ય ન હો તેની પરવા નથી. પતિ હોવો તેની સેવા કરવીજ. વય માટે પતિ ન વ્હાવો ભલે વૃદ્ધ હો. બુદ્ધિ માટે ન વ્હાવો ભલે ગાંડો હો, ધનમાટે ન વ્હાવો ભલે નિર્ધન હો, તનદુરસ્તી માટે ન વ્હાવો ભલે રોગી હો, સ્ત્રીએ તો પતિની સેવાજ કરવી. તોજ તેનું પરલોક નક્કી છે. તેની પરલોક માટે "ખરચી"જ પતિ સેવા છે. બેશક તે પતિત થઈ ગયો ન હોવો જોઇએ. જેના સંગે પોતાને પતિતત્વ આવે તે ભ્રષ્ટ ચંડાળ થાય તો લાચાર,::નહીં તો ગુણો ન હોય તેની દરકાર નથીજ એતો પતિસેવાથી લાભો; હવે હાની જો તે ન કરવામાં આવે તો હાની પણુ છેજ તે વળી ઉભય લોકની. શી ? તે પ્રભુ કહી બતાવે છે.

**अस्वर्ग्य मय मस्यं च फल्गु कृच्छ्रं भयावहम् ।**
**जुगुप्सितं च सर्वत्र औपपत्यं कुल स्त्रियाः ॥**

**अर्थ—अस्वर्ग्य अपयश कर तुच्छ अरु कष्टकर भयकर वाही;**
**तैसेहि सर्वत्र जीगुप्सित कुलस्त्रीकों उपपति उचितहि नाहि. कहत.**

ઉપપતિ કુલ સ્ત્રીઓને કરવો કેવો છે? પ્રથમ તો તેને સ્વર્ગજ નહી મળે. પતિસેવા કરી હશે તે પણ રદ જશે. પાણીમાં મળ પડે તેમ. દૂધમાં વિષ પડે તેવું. મહા પુણ્યમાં એ પાપ છે. ત્હેનો પુરાવો અહીં જુવો. જ્યાં જાઓ ત્યાં ઉંચ ન્હાના મ્હોટા દેશ, પરદેશ, વ્યભિચારીને સર્વત્ર ફીટકાર, અપયશજ છે. વળી તે વાતજ "તુચ્છ" મલીન—ગંદી મળનો વ્યાપાર. મન પુરૂં કરવામાં કેટલું કષ્ટ! ભય તો માથે બન્નેજ રહે. તે કર્યા પછી પણ જો વાત બહાર પડી તો કેટલી નિંદિત! કયાં સુધી નીંદિત? ઉમ્મરભર. એટલે જેઓ મહાપુણ્ય પ્રતાપે ઉત્તમ કુળ પામી, જેણે તેના ધર્મ ધર્યા, તેટલાં ઉંચાં ર્હ્યાં. જેઓ ધોળાં વસ્ત્ર કર્યાં ને તેને દાગ! વધારે વિવેચન શું કામ! જારને સર્વત્ર ધિક્કાર છે!! પછી તે ગમે તેના પતિ હો?

પ્રભુનો સંગ સૌથી ચડે, પ્રભુનો રંગ ઉત્તમ જ લાગે, ઢંગને સુધારે પણ તે રસ્તેથીજ ઠીક. એ રસ્તે સર્વથા અઠીક છે. સુધો રસ્તો પ્રભુ સ્પષ્ટ બતાવી દે છે. લૌકિક રીતે તો ખામી બતાવી ઇતર પુરૂષના સંબંધમાં હાની દરસાવી હવે પોતાને પ્રભુ જાણે તોપણ શું! ખરૂં રહસ્ય કહી દે છે. પોતાને મેળવવાનો ઉત્તમ ઉપાય શીખવી દે છે. લૂટવા ગયેથી ભાલને રૂપીએ બોધ દીધો તેમ પ્રભુની પાસે કામચારી ભાવથી આવેલ ગોપીયોને પ્રભુ કહે છે. પ્રથમ સામાન્ય ધર્મ કહ્યા. આ વિશેષ—

**श्रवणा दर्शनात् ध्यानात् मयि भावोऽनु कीर्तनात् ।**
**न तथा सन्निकर्षेण प्रतियात ततो गृहान् ॥**

**अर्थ—श्रवण ध्यान दर्शन कीर्तनतें भाव रहे मों मांहि;**
**तेसा न रहे अंग सग ते करो भहा वा ते घरजाई. कहत.**

ઉપાયમાં પ્રથમ મ્હારી કથાનું, શુભ ચરિતોનું શ્રવણ પછી તમને તો સવાર સાંજ દર્શન પછી ગેરહાજરીના વખતમાં ધ્યાન, પછી તેથી થાકો વા કામે લાગો તો મ્હારામાં ભાવ રાખી કીર્તન કરવું એથી જેવું તમારૂં શ્રેય છે તેવું મ્હારી સાથે લાગ્યાં ર્હેવાથી ઘરબાર છોડી પાસે પડ્યા રહો તોપણ નથીજ. માટે "ઘેરજ પાછાં જાઓ" એ પ્રથમ ઠરાવ એકતરફી વગર સુનાવણીનો, સુનાવણી થશે તો થોડો ફરશે, છેવટ પ્રભુની આજ્ઞા પાળવામાં કલ્યાણ છે. પરાણે વળગી ર્હેવામાં નથી. "ઘેર જાઓ" એટલે કરતા હતા તેમ કર્તવ્યકર્મ કરો. ક્યાં સુધી! પતિ રહે, દેહ રહે ત્યાં સુધી. વર્ણ, ધર્મ, આશ્રમ એજ પ્રભુ આજ્ઞા પાલન, એજ પ્રભુનું સેવન, ત્યાં વધુ જો બને તો, પ્રભુપર પ્રેમ હોય ને પ્રભુ વિના ન ર્હેવાતું હોય તો, સદા પ્રભુ સાંપડવા, આ દેહ બેડી છુટવા ને પછી પરમ સુખ લૂટવા ત્હેનું શ્રવણ, દર્શન, ધ્યાન, કીર્તન ત્હેનામાં જ હરેક પ્રકારે ભાવ રાખવો એથી બ્રહ્માનંદનો લ્હાવ પ્રભુ આપશે. મનમાં તે મળવાનો છે. અંગથી—ઉપરથી તે અડે કાંઇ દીવસ વળવાનો નથી.

પ્રિય વાંચનાર! 'કૃષ્ણ કામી' કહેવાય છે રાસ માટે ત્હેની બદનામી થાય છે, આ ત્હેનું ભાષણ, આ ત્હેનો મત ને ઘેર ગયા પછી તો ગોપીઓએ એને જ અનુસરી છે. એજ વાત પરિણામે શ્રેયસ્કર કરી છે.

સામાન્ય ધર્મ ને વિશેષ ધર્મ, સંસાર કેમ કરવો ને ભક્તિએ કેમ કરવી? તે બેઉ કહી દીધું છે. પણ અહિંજ કહી ગયા કે, હાલ ત્હેને બંસીસુરે બેહાલ કરી કૃષ્ણપરની કામી ભાવના ત્હેમના રગેરગમાં ભરી છે. ને તે એવી કરી છે કે, આ બોધથી હાલ નિકળશે નહિં. ત્હેનું કારણ કૃષ્ણ નથી, હાલ શ્રી કૃષ્ણ જણાય છે, પણ કેટલીક વિશે તો આગળ કહી દીધું છે કે, ત્હેમનુંજ વ્રત યાચ્યું હતું. જે માટે પ્રભુએ વરદાન દીધું હતું. બીજી બૈરીયો છોકરાંવાળી પણ આવી છે. પતિવાળી પતિસેવા કરતી પણ આવી છે. એ શું? એમને તો પ્રભુએજ કામ વશ સ્વેચ્છાથી કરી? નહિ, પ્રભુની કામભોગમાં શું? અપ્સરા ઉરવશીમાં રૂચી નથી. જેને સેવનાર પૂર્ણ કામ થાય છે. તે તે પોતેજ છે. સ્વાર્થ માટે તેને ઇચ્છા હોય તો જગત સરજે છે. તે કરોડો સુંદરીઓ કાચી કળીયો ન સરજે!? જે પોતાનીજ પતિવ્રતા હોય! પૂણ્ય કરનારને સ્વર્ગ નંદનવન, ને અપ્સરા મળે છે તો પ્રભુ કહેવાયા છતાં નરતન ધરી, ગોવાળીયા કરી રાતે વનમાં ચોર કરી છોકરાં છૈયાંવાળી ભેગી કરે એવો છેક શું તે મૂર્ખ છે!? કંગાલ છે? તે સાધારણ છોકરો તો નથીજ એ વાત તો સર્વથા અનુચિત છે. બહુવાર કહ્યું કે, આઠ વર્ષનો એક, ત્હેના સ્હામી સંખ્યા બંધ સ્ત્રીયો છે. એ લૌકિક વિચારથી તો બંધ બેસેજ નહીં. ત્યારે બીજી ગોપીગોને કારણ શું છે? કાંક ખુલાસો તો આ પુરાણમાંજ છે કે તે "સુરસ્ત્રીયો" છે. કાંક બીજા પુરાણ પદ્મ, બ્રહ્માંડ, બ્રહ્મવૈવર્ત, આદિમાં છે. કે કોઇ શ્રુતિ કોઈ દંડકારણ્યવાશી રૂષી, કોઈ ગોલોકની સખીયો. એમ બધી અવતારી છે. શ્રીહરીના રૂપ પરજ બેશક જે જીવો બલિહારી ગયા તેમણે 'કામ' અંગ સંગજ તેની સાથે માગ્યો. તે માટે દેહાંતર કરીને પણ એ આશા નથી પરહરી. ત્હેમની તે આશા આજે પૂર્ણ કરવા તેમને બેશક પ્રભુએ પ્રેરી છે. તેથી તેમની વૃત્તિને કામે ઘેરી છે. હજી પણ કામવૃત્તિથીજ ઠેરી છે. ને તેમની વૃત્તિ ઓર વધારવાજ પ્રભુએ આટલી દેરી કરી છે. પણ તેથી શું? વ્યભિચાર એ સારી વાત કરે! કદી નહિ પણ આટલા વિવેચનથી પણ પ્રભુ કામી ઠરે તેમ તો છેજ નહિ, પ્રશ્ન એ રહે કે, પ્રભુએ તેમનાથી વ્યભિચાર કેમ કર્યો? ઉત્તર છે કે નથી કર્યો. પ્રભુને તે કામ જાગે? ને તે સ્ત્રી સંગ માગે?! તેમણે તેમનો કામ ભાવ આ પ્રસંગથીજ હર્યો છે. તેમનો દેહ-જીવ શુદ્ધ કર્યો છે. પ્રભુનું અંગ હાડકાં ચામડાં શુક્રશોણિતમય નથી. કે તેમાં સાતમો ધાતુ પણ હોય!! દીવ્ય છે. આગળ કહી ગયા કે "**तृणानिश्रेयसार्थाय**" તે "**व्यक्ति**" છે તેને ગમે તે પ્રકારે, ગમે તે ભાવે અડશે તે પોતાની ખામી પુરી દૂર કરી ઓર શુદ્ધજ કરશે. કામભાવના તૃપ્ત થઈ વૃત્તિ વિશુદ્ધજ તે કરશે. ક્યાં પાંદડું ખાધું ને ક્યાં કેટલા બ્રાહ્મણોનું પેટ ભરાયું! તો આતો સાક્ષાત્ સંબંધમાં છે. શું કરશે ને શી રીતે તે જુવો! બેશક ગોપીયો કામી છે, તેવીઓની અહીં ભીડ જામી છે. પણ તે બધી નામી છે. હાલ આ પ્રભુના બોધ્ય સ્હામી છે જે સ્હામીજ હાલ રહેશે. કારણ કહી ગયા કે, બહુ કાળથી તેમનાં મનપર તે આશ રહી ગઇ છે. તે વાસના દ્રઢીભૂત થઇ ગઇ છે તેમણે તે ચાહી છે–માગી છે તેજ ભૂખ હાલ લાગી છે. તે માત્ર બોધથી ટળે તેમ તો નથી. સ્ત્રીના ધર્મ તેઓ ખૂબ જાણે છે. તેમજ બીજા પુરૂષો માટે તો વર્તે છે તેના સાક્ષી શ્રી હરીજ છે તેજ તેમને "સતિ" કહે છે. પણ આંહી આજે શ્રી અંગના પ્રસંગમાં તેણીઓ લાચાર છે. એને માટે મન છે, વિકાર છે તે માટે બેશક તેઓ કામી નાર છે પણ તે કોનામાં? જેનાથી બીજામાં કામ, તેમાંજ તેમની કામના છે જેના પ્રતિનીધિ પતિ તેજ

પતિ છે. તેમના હાલ તેજ ખરા પતિ છે. એવીજ તેમની મતિ છે તે તેથી તે આશાને પૂર્ણ થવા માગે છે. પરમેશ્વર સાચા પતિથી સૌ આશા કરવા હકદાર છે. બીજાનાં થવામાં પાપ બીજાનાં થઇને મટાય બીજે અવતાર બીજાનાં થવાય, એવા બીજાના સંબંધ બનાવટી છે, અંત તૂટે છે. સાચો સંબંધ આનો છે, સાચો પતિ આ છે. દેહ ત્હેનો દીધેલ, તેમાં તે અ-ડેલો વળગેલો છેજ પતિમાં પણ તે તો છેજ પણ તે ખુદના શ્રી અંગપરથી ઉપજેલ કામ તે બીજાં એવાં અંગ છેજ નહિ. કે જેથી તે શમે! તેમ તેના સ્પર્શનું સુખ, અંગમાં ભૂખ તેનીજ ઉઠી છે જે માટે તેણીયો પછીનું સુખ એમાં છે. આ પળે તો ખરેખર વારી નાં-ખવા તૈયાર છે. તેમણે બધા વિચાર કર્યો છે. તે હવે ખૂલશે પ્રભુએ તે ઉભરો કાઢવાજ આ નકાર તિરસ્કાર બોધ કર્યો છે જુઓ આગળ શું છે તે શ્રી શુકદેવજીના જ વચનોમાં—

**इति विप्रिय मा कर्ण्य गोप्यो गोविन्द भाषितुम् ।**
**विषण्णा भग्न संकल्पा श्चिन्ता मापुर्दुरत्ययाम् ॥**

**अर्थ दोहा—गोपीने गोविंदकी, सुनि यह विप्रिय बानी;**
**दुःखी भग्न संकल्प भयी चिन्ता पार न जानी.**

"યદ્યપિ ગોપીને ગોવિન્દની એક શરણ તો છે, પણ આ વખત તો વિપ્રિયવાણી સાંભળી તેથી ખેદ પામી મનોરથ તૂટી ગયા, ને ન તરી શકાય તેવી ચિન્તામાં પડી"

પ્રથમ કહ્યું કે તમારૂં પ્રિય શું કરૂ? તે કહો પણ જ્યારે તેમણે ઝટ ન કહ્યું ત્યારે પોતે કાંઇક વધુ ઠીક કહેવાને બદલે વિપરીત કહ્યું કે તમે આવી તેવી પાછી જાઓ તે પાછી શા માટે? એમ પૂછી જ ન શકે એવું સયુક્તિક પ્રમાણ ભાષણ જ હતું તે તો જાણતી હતી કે બંસી બજાવી બોલાવી છે. તે જતાંજ શ્રાવી જ શું? ત્યાં તો આ ખુલાસો મળ્યો. એટલે ખેદ માત્ર નહીં. આશા હતી તે પણ નષ્ટ જેવી થઈ, આજે એકાન્તમાં લાગ મળ્યા છતાં, અહાવું સાહસ કરીને આવ્યા છતાં સંકલ્પ પૂરા ન થયા. તો નજ થાય તોપણ શું? તેની સ્થિતિ તેમની હાલ નથી ને તે વિના હવે જીવી શકે તેમ નથી. તેમના દેહ વધુ વિયોગ સહે, તેમના જીવ વધુ વિયોગી હવે આ દેહમાં રહે તેમ નથી. તો તે દેહને છોડી દેવા દ્યો! કયાં? શી આશાએ? થયેલ વિયોગ પોતાથી તો નહીજ કરાય! પણ ત્યારે સંયોગ છતાં વિયોગ! એ તો વળી અતિશય અસહ્ય છે.!! હોવોજ જોઇએ. કામી ભાવવાળાને એજ શિક્ષા ઉચિત છે! પણ પ્રભુ પાસે આવ્યા છતાં!! તેનો રસ્તો નિકળશે પણ તે બોલે ત્યારે ના! અથવા તે હવે બોલી શકે ત્યારે ના! કારણ તેમનું કંઠ્ડું ઘુંચવાયું! તેમની સ્થિતિ **શ્રી શુકદેવજી** વરણે છે.—

**कृत्वा मुखान्यवशुचः श्वसनेन शुष्य ।**
**द्बिम्बाधराणि चरणेन भुवं लिखंत्यः ॥**
**अस्त्रैरुपात्तमषिभिः कुच कुंकुमानि ।**
**तस्थु र्मृजंत्य उरु दुःख भराःस्म तूष्णीम् ॥**

## —रासारंभ—

**( સં. ઉપરથી વિવેચન સાથે ભા. ક. અ. ત્રી. વૈશ્નવ.)**

"સાંધણુ ગતાંક પૃષ્ઠ ૩૮ થી."

**साखी—कर नीचा मुख शोच श्वाससें अधर बिम्ब मुरझाति,**
**भूमिपर लीख रही चरणोतें उर अतीहि घभराती,**
**अश्रुपातेंत अंजन संगहि कुच कुम् कुम धोई डाला;**
**उरमें दुःखका भार भरा स्थिर होई रही सब ग्वाला.**

મુખ નિચાં કરીને શોચ કરતી થકી જે નિશ્વાસ લે છે તેથી રસિક-લાલ અધર તે સુકાઇ ગયા—ફીકા થઈ ગયા. પોતાનો નિશ્વાસ, પોતાનો શત્ર થયો, રૂપ બગાડવા માંડ્યો. ચરણવડે ભૂમિ ખોતરવા માંડી, આંખમાંથી આંસુ સર્યાં; તેણે કાજળ ને છાતીપરનું કેસર કુમ કુમ ધોઇ નાંખવા માંડ્યું ને દુઃખના ભારમાં જડભૂત થઈ-ચૂપજ થઇ ગઇ.

શું સુઝે! જે સુઝયું તે ભવિષ્ય!! તેમાં તો મોતજ બાકી રહ્યું! જેમને આ ચરિત્રના ભાવાર્થમાં, કથામાં શંકાઓ છે તેમને માટે સમાધાન રૂપ ટીકા એક પ્રકાર છે. ને જેને રાસવિહાર એક બહાર છે, તેમને માટે બીજી રીતની ટીકા છે. અનેક અર્થ અનેક કલ્પના માણસ કરે છે, ને તે પ્રસંગને બંધ બેસતી હોયતો શ્રોતાનાં મન હરે છે. "મુખ નિચાં કેમ કર્યાં?" ને ભૂપર કેમ આળેખવા માંડી?" એ બાબત અનેક વિકલ્પ ટીકાકારોએ કર્યા છે. ને તેવું કરનારી અનેક છે એટલે એકેકના ભાવરૂપ તેને ઠીક વર્ગ કર્યા છે, કે કોઇએ અમુક ભાવથી ને કોઇએ અમુક ભાવથી મુખ નિચું કર્યું. ને પગથી લખ્યું. પ્રથમ મુખ નિચા માટે જુવો મજા જૂદી જૂદી સખીના મનોભાવ કે કવીની કલ્પનાના મનોભાવ. શૃંગારના ભોગીના આનંદ છે—વિહાર છે.

ગોપીયોએ નિચાં મુખ કેમ કર્યાં! જૂદીઓએ જૂદા જૂદા વિચારથી. બધાં તો ક્યાંથી લખાય! નમુના છે.

૧ આપણું ભાગ્ય સારૂં નથી તો શું કામ દેખાડવું?
૨ આપણું મુખ જોવું ગમતું નથી તો શું કામ દેખાડવું?
૩ ભૂલ થઈ તેની ક્ષમા માગવી તે માટે તેમ કર્યું!
૪ માન પામવા આવ્યાં તે અપમાન પામ્યાં તેથી લાજને મારે નિચું જોયું.
૫ પતિને પણ તજીને આવ્યાં, હવે તેની પાસે પણ મુખ નિચુંજ થયું. ઉંચું શું કરવું?
૬ સૌના વચમાં મ્હારી પણ ફજેતી! હવે તેમને મુખ શું દેખાડવું! કોઇ સ્હામું ન જોવું.
૭ બંસી પોતાની ખુશીથી બજાવી તેમાં અમે તે શું ધાઇને આવી! પોતાની મૂર્ખતાથી લજવાઇને!
૮ શ્રીકૃષ્ણતો જ્ઞાની છે તેને કામીએ મુખ કેમ બતાવવું!
૯ હૃદયમાં આગ ઉઠી છે જો બહાર નિકળીતો બીજા તેથી બળી જાય માટે.
૧૦ એના નયનમાં મોહની છે. હવે વધુ સ્હામું જોયુંતો પ્રાણુજ નિકળી જશે.
૧૧ વગર શણગરાયાં આવ્યાં એવું મુખ શું દેખાડવું?

૧૨ તે આનંદમાં ગાતા હતા તેમાં અમે વિઘ્નકારી અપરાધી થયાં.
૧૩ અમને ક્રોધ નથી પણ તે તેવું સમજી જશે તો ઓર હાની થશે માટે.
૧૪ શોક સાગર નેત્રમાં ઉભરી આવ્યો તેના ભારથી માથું પણ નમી ગયું.
૧૫ હસતું મ્હોં ન ગમ્યું તો રોતું મ્હોં શું દેખાડવું !
૧૬ જે માટે આટલું મ્હોટું સાહસ કર્યું તેણે આ જવાબ દીધા તેના સ્હામું શું જોવું ?
૧૭ આંખ મળ્યા પછી આ વિરોધ ઉદયો છે એમાંજ કાંક ગ્રહ દોષ છે !
૧૮ અમારાપર કરવામાં કસર તો નથી રાખી હજી કહો, અમારા માથાપર છે ! આ ધર્યું !
૧૯ એમ પણ શું કામ ! ગરદન હાજર છે કાપીજ નાંખો !
૨૦ અમને અભિમાની સમજી કસતા હોતો ભૂલ છે, અમે નમેલાંજ છીએ, આ નમ્યાં.
૨૧ નારીની સદા નિચી ગરદન થઈ રહીજ. શું ઉંચી કરીએ !
૨૨ વાક્યબાણથી આ દશા છે. નેન બાણે શુંએ કરે !
૨૩ જ્યાં સુધી જ્ઞાનની વાતો કરશો ત્યાં સુધી આપના સ્હામું નહીં જોઇએ.
૨૪ નિચા ગીરીને ઉંચો, ને ઉંચા ઇન્દ્રને નિચો કર્યો; તો અમે નિચાં થયાં હવે ઉંચાં કરો.
૨૫ હોઠ સૂકાયા, મુખ ફીકાં થયાં તે જોશે તો ઓર ભાવ ઘટી જશે !

આજ પ્રમાણે પગથી ભૂમિ ખોતરવા ઉપર પણ ટીકાકારો લખે છે.

૧ અમે દેવકન્યાની દેહ છોડી ભૂમિને સ્પર્ષ કરીએ છીએ જુવો ! એ વૃથા કરશો !! એ માટેજ અવતાર છે,
૨ હે ભૂમિ ! અમે તને ભાર રૂપ થયાં ! પ્રભુનાં પ્રિય થઇજ ન શકયાં ! એમ તેને કહે છે !
૩ પૃથ્વીને પૃછીએ તે કાંઈ ઉત્તર દેછે ? કે હવે અમારે શું કરવું ! બીજા કોને પૃછીએ!
૪ સાહસ થયું તેનો શોચ કરે છે. ઐઠે ઐઠે આ શી કુમતિ સુઝી !
૫ ભાર ઉતારવા આવ્યા તેજ અહાવું દુ:ખ દેછે. ભૂમિ તું સાક્ષી રહેજે !
૬ જગતમાં જાર કોણ નથી ! આ પૃથ્વીજ કેટલાંની થઇ ?
૭ હવે ધૂળ ખોદો તે ચોળી જોગણ થઇશું ?
૮ પૃથ્વીને ધન્ય તે ચરણધારી રહી છે. તેની ધૂળ થવાનું પણ અમારૂં ભાગ્ય નહીં !
૯ અહાવી પવિત્ર વ્રજભૂમિપર અહાવા ક્રૂર વસે છે ! એ કેવું વિચિત્ર !
૧૦ આ ભૂમિના કાંકરાથી પણ અમારાં તન કઠોર લાગ્યાં કે અમારો સ્પર્ષ નથી સ્હાતા !
૧૧ આ ભૂમિપર લેખ કરી જોઇએ છીએ કે ફરી જન્મીને પણ તમને એમજ સતાવશું ! છોડશું નહીંજ !
૧૨ એવા મિથ્યા પ્રતિજ્ઞને ભૂમિ ધારે છે એ આશ્ચર્ય છે !
૧૩ હે ભૂમિ ! તુંતો સહુની માતા છે. અમારી સહાયદાતા કાં ન બની ?
૧૪ પૃથ્વી નરમ થાય છે પણ આપનું હ્રદય નહીં થાય શું !
૧૫ અમારૂં હ્રદય પૃથ્વીથી પણ કઠણ છે કે ભેદ નથી પામતું !
૧૬ આપનું આ બધું કહેવું આ ધૂળમાં ચાલ્યું જાય છે !
૧૭ હવે તો છેવટ પૃથ્વીમાતા તુંજ માર્ગ દે, પણ ઘેર તો નથીજ જવું.

# —रासारंभ—

## (સં. ઉપરથી વિવેચન સાથે ભા. ક. અ. ત્રી. વૈશ્નવ.)

"સાંધણ ગયા અંકના પૃષ્ટ ૪૦ થી"

ત્યારે કરવું શું? આ કામ સાધારણ નથી, સાધારણનાં નથી સાધારણની પ્રતિ નથી. જે પતિને છોડીને આવી છે તે પૂર્વની અવતારી સ્ત્રીઓજ નહીં પણ કહી ગયા કે પુરૂષો પણ પરમ પુરૂષના દીવ્ય અંગના સુખની ભૂખના ભૂખ્યા છે! કોટી કામથી તેમની છબીઓ પ્યારી છે. તેથી કોટી પ્રયાસે કે ત્રાસે તેઓ હટે તેમ પણ નથી. ઘણી વાર થઇ, પરીક્ષાએ ઘણી પ્રકાર થઇ, છતાં જે ચહી છે તે ચહી છે. દીવ્ય પુરૂષની દીવ્ય પ્રસાદી બેશક માગે છે. પ્રાકૃત તનમાં, પ્રાકૃત ભાવજ હોય. તેમાં પ્રકટે તેનું નામતો પ્રાકૃત દેવાય તેને લઇને તો વ્યભિચારજ કહેવાય પણ તેમનું જ્ઞાન ભાન ઉદ્દેશ જુવો! હવે તેમનું ભાપણ આવશે. તેઓ હાલતો ઘરમાંથી, અમંગળમાંથી, કુસંગમાંથી, પ્રાકૃત સંગમાંથી આવી હતી તેને **પ્રભુએ** તાવી, તે તપી, પીગળી, આંચ સાથે મનનો બાકી સાકી મેલ નેત્રદ્વારા નિકળ્યો ત્યારે દહાડો વળ્યો. તેમને બોલવું સુઝયું ધીરે ધીરે સુઝતું ગયું. જ્યાં પડળ ગયાં કે જોતાં વાર શી? દીવો પ્રકટયો ત્યાં અંધકારને કાઢવું શું? તેમજ થયું! આટલા સમયમાં બહું સહ્યું. હજી પણ હા કહે ત્યાં સુધી સહેવાનું છે. પણ તે કહેવા માંડશે એટલે બનશે. પ્રભુ એજ માગે છે એ માટેજ આ બધો બોધ છે કે "તે કોણ છે! કેવા ભાવવાળી છે! **પ્રભુને** તે શું સમજી આવી છે! અંત શું થવું ચાહ્યું છે!" એ જ્યારે યથાર્થ આંહી તેમના વચન વડે કહે, જેથી જગતના કામી વ્યભિચારીને એ સમજ પડે કે આ વાત ઓર છે! તેમને પણ મન થાય કે લૌકિક પ્રેમને એમજ કાં ન વાળીએ! આ દોષોને એમજ કાં ન પ્રજાળીએ! સંસારમાં બહુજન કામી છે, તેમનેજ આ પ્રયોગ ઉપયોગી છે. પ્રભુમાં કામ, પ્રભુનું કામ, પ્રભુને કેવા સમજીને, સંસારને શું સમજીને, તેમજ વળી તુચ્છ પુરૂષથી તુચ્છ વિષમય, મળમય, વ્યાપારની તેમાં ગંધે નથી. તે શું છે! કેવું છે? તે શરૂ કરીએ.

**શ્રી શુકદેવજી હજી એક શ્લોકથી શું થયું તે કહે છે.**

**प्रेष्ठं प्रियेतरमिव प्रति भाषमाणं कृष्णं तदर्थ विनि वर्तित सर्वकामाः**
**नेत्रे विमृज्य रुदितोपहते स्म किंचित्संरंभगद्गदगिरोऽब्रुवतानुरक्ताः**

**साखी—प्रेष्ट होई शत्रूसमान उचरे जो कृष्ण वाहीसें,**
**जाके हेतु सकल और कामना तजी ताहीसें;**
**रोनेते रुकीके नेनोंको पूछी सन्मुख देखी,**
**किंचित कोप सहित गद्गद्सुर बोल उठी वो टेकी.**

**વિવેચન**—એકનું બોલવું તેજ સહુનું બોલવું છે. ત્યાંજ લૌકિક વાત રહેતી નથી: સૌજ એકથી ઇચ્છિત થવું આ વેળાજ ચાહે છે. ને તેમાં અસંભવિત જરાએ નથી માનતી. સૌનું ઇચ્છિત થશે! સૌના પ્રેષ્ટજ છે. એથી પ્રિય બીજું નથી. તે બધાનેજ, કુમારી કે પુત્ર

વાળીને, પણ આ વેળા તે પ્રિય જેવું કામ નથી કરતા તેથી બીજી રીતનું, તેમની વૃત્તિથી વિપરિત કરે છે. સ્વીકારવાની ના પાડે છે. પાછાં કહે છે. તે વિષ જેવું ગણી શ્રીકૃષ્ણ તે માટે જ તેમના મનથી તો સદા સ્વીકાર થવાજ. "સન્યાસ લઇને આવે તેમ આવી છે." ગૃહસ્થ ઘર તજી સન્યાસ લઈ હરી સ્મરે તેમજ હાલ તો નિશ્ચય કરીને આવી છે. એમ શ્રી શુકદેવજી કહે છે તેથી જણાય છે. તે પોતેજ કહે છે. રોતી તો કાંક અટકી, આંસુ તો લોહી નાંખ્યાં, એકદમ વેગતો ન રૂક્યો, કાંક ભાગ્યો તુટયો રહ્યો, ગદ્દગદ થયો, પણ બોલી ખરી! કાંક કોપ યુક્ત દેખાઇ! પણ તે તો પ્રણય કોપ! અથવા પોતાના નસીબપર કોપ છે! પ્રભુ પ્રતિ તો અનુરક્તજ રહી આવા અપમાન છતાં આવાં પ્રસંગે પણ તેમનો પ્રેમ હટયોજ નહી, કે કિંચિત્ ઘટયોજ નહીં. કારણ સાચોરંગ છે, સાચો પ્રેમ પ્રસંગ છે. માત્ર પ્રકૃતિજન્ય રજ-ગુણથી ઉત્પન્ન થયેલ કામનોજ વિકાર નથી. ભાતરનો રંગ છે. પ્રભુની દીવ્ય દેહના ભાનપરથી તેમાં લોભાઇ ઉપજેલ કામને લઇને છે. એટલી તુચ્છતા છે કે, પોતાની દેહ પ્રાકૃત છે, ને તે પણ હવે શુદ્ધ થવા લાગે છે. સ્પર્શ વિના ક્યાંથી શુદ્ધ થાય! દીવ્ય દેહથી રગ રગ અંગ રગ-ડયા વિના આ તાપ કેમ શમે! સદાસારૂ સમાવવો છે, દીવ્યરંગ અંગ અંગમાં જમાવવો છે. રગરગમાં બ્રહ્મરસ વહેવરાવવો છે. પણ આંહી આદર જ ક્યાં છે! "દોરના કર્મમાં કુસકી" તેમ ઘેર જવાને પતિ ભજવાજ પ્રભુ તો ઉપદેશ દઈ રહ્યા છે. ને પોતાને માટે તો પરલો-કનાજ વાયદા કહી રહ્યા છે. એટલે આ દેહતો કૃતાર્થ કરવાની નાજ કહે છે. તેમાં દલીલ ધરે છે કે, પોતે પરપુરૂષ છે. ગોપીયોનું જ્ઞાન તપાસે છે, ગોપી વ્યભિચારી નીચ નથી. એ એ રહસ્ય જગતને જણાવવાજ આ યુક્તિ છે. આ બધી ઉક્તિ છે. એવો જેમનો અધિકાર નથી તેમને માટે. એટલે પ્રભુ પ્રત્યક્ષ નથી ત્યાં પતિ એ જ ગતિ છે. ગોપી સાથે પણ પોતે ક્યાં સદા રહેવાના છે! પણ તેમને તો પાવન કરીનેજ પધારશે. કારણ તેઓ સાચી અધિકારી છે. તે ગમાર ગોવાલણો પ્રાકૃત રૂપપર મોહી વ્યભિચાર કરનારી નથી. તેમનું જ્ઞાન, તેમનું પ્રેમનું સ્થાન તેને તેઓ શું સમજે છે? તેથી શું ચાહે છે? તે જુવો તેમને શ્રુતિનો અવતારી વા રૂષીનો અવતારી કહી તે વ્યાજબી છે કે નહીં? તે ક્યાંહી વેદ ભણવા કે શાસ્ત્ર, સુણવા નથી ગઇ પણ અહીંજ જુવો કે શું કહી રહી છે! દેવો તરફથી બ્રહ્મા તેમ અનેક તરફથી એક એક મુખે અનેક કહે છે એજ અલૌકિક?--

मैवं विभोऽर्हति भवान्गदितुं नृशंसं संत्यज्य सर्व विषयांस्तव पादमूलम् ।
भक्ता भजस्व दुरवग्रह मा त्यजास्मान् देवो यथादि पुरुषो भजते मुमुक्षून् ॥

चंद्रावळा—उचित नहिहै आपकों विभु एसा कहेना क्रूर,
सब विषयोंकों छोडके हम आइ तवपद मूल;
आई तवपद मूलमें सबहि छांडी दुराग्रह भक्त कों भज हि,
आदि पुरुष देव भजते है जैसे, मुमुक्षुओंको भजो हमे तैसे.

बोली वो व्रीजनारी.

**વિવેચન**—આરંભમાં સંબોધનમાં શબ્દજ "વિભુ" કરીને દેછે. એટલે એથી મ્હોટું

કોઇ હોઇ શંકે જ નહીં. ઘેર જાઓ મ્હારી પાસેથી જાઓ, પતિ પાસે જાઓ કહો છો પણ અમે સમજીએ છીએ કે તમે બધે છો ! તમારી પાસેથી, તમારી દ્રષ્ટીથી તો તેમ જઇ શકતાં નથી. તમારાથી હવે સમજથી પણ અલગ થઇ શકતાં નથી. પણ આપનો ખરો અનુભવ પોતાથી લઈ શકતાં નથી. કારણ તે રૂપતો શાન્ત–ગુપ્ત છે. ને તમે જેમ વિભૂ તેમ સાકાર તે પાછા પરોપકારાર્થેજ થયા છો એજ આપ આંહી સાકાર સુખકાર છો. જગતજન માટે જ થયા છો તેથીજ તમારી પાસે આવ્યાં છીએ ! જાણીએ છીએ કે તમે પોતે તો પોતાથી પૂર્ણકામ છો. તમારે માટે તમે આવા નથી થયા પણ જગજન માટે થયા છો. અર્થાત્ સ્વતઃ દયાળુ ઉપકાર સુખકાર કરવાજ સાકાર થયા તેજ અમારો તિરસ્કાર કરો છો. એ આપને ઉચિત નથી. અમને તો લાગે છે કે ઓર અનુચિત છે. અમારા અનુભવથીતો એમાં ક્રુરતા પણ છે. અમને તમારૂં ના કહેવું અતિ દુઃખ દેનાર થયું છે. એ વચનપ્રહારથી દુઃખ અનુભવી રહ્યાં છીએ. તેથી કહીએ છીએ કે આ ક્રરતા કરો છો ને તે કહેવાનું કારણ એ કે આપનું સ્વરૂપ સ્વભાવ સમજીએ છીએ તે પરથી આવા ક્રર આપ ન થાઓ તેવા છો છતાં આજ કેમ થાઓ છો ?!

શું પ્રભુ કોઇને ક્રર પણ નથી થતા ? રાવણ કૌરવના કુળનાં મૂળ કાઢી નાંખ્યાં, નર્કમાં કેટલા પ્રાણી ખદબદે છે ! તેમને ક્રર પણ ભાસે છે એ ખરીવાત છે. કર્મના ફળમાં ન્યાયમાં શિક્ષા દે છે તેથી રાજા અણસમજુને ક્રર ભાસે પણ આતો સમજુને ક્રર ભાસો છો ! નિરપરાધીપર ક્રર થાઓછો ! શું ક્રરતા છે ! " નૃશંસ કહો છો " ઘેર જાઓ " " પતિનેજ ભજો " અર્થાત્ અમારૂં ઇચ્છિત નહીં થાય, અમારા તાપ નહિ શમે, અમને આપનો વિયોગ દમ્યાંજ કરશે. હે વૈદ્ય ! તમારી પાસે દવા છતાં નહીં આપો ! પાસે વૈદ્ય છતાં દુઃખીનાં કષ્ટ નહીં કાપો. એમ પાછું કહોછો. ખરેખર હજી તેમજ કરશો એમ નક્કી નથી કહી શકતાં પણ કહેવું જે થયું તે અમને તો નિર્દયતાવાળું લાગ્યું. ક્રર વચનને પાત્ર અમે હવે નથી. કારણ ! અમે સર્વ વિષયોને સારી રીતે છોડી દઈને આપના પાદકમળમાં આવ્યાં છીએ " એટલે કે પાપીએ પાપ ક્ષમા થવા જે કરવું જોઇએ, સજાથી બચવાને છેવટનો પણ સત્યજ ઉપાય શાસ્ત્રમાં શ્રુતિ ઇતિહાસ પુરાણમાં પ્રસિદ્ધ છે, તે અમે આચર્યો છે. તેમાં પ્રથમતો કુપથ્ય સમૂળ છોડી, ખાનપાન, ભૂષણ અંબર, પુત્ર, ગૃહપતિ, ગામ સંબંધ લજ્જા ભય બધુંજ છોડયું છે. આપે બધું સ્મરાવ્યું તે અમને સાંભરે છે. પણ અમારે હવે તેનો ખપજ નથી એ વાત નક્કી છે. આ કહેવું તેમનું " **सर्व धर्मान् परित्यज्य** " પ્રમાણે છે તેમજ તેમણે કર્યું છે. એવું કેમ કર્યું ?

તે કોઇએ છોડાવ્યું નથી વિભાપણની પેઠે અમને કાઢી મુક્યા નથી. અમે તો અમારી મેળેજ તેમની મનાઇ ઉપરોક્ત—ઉપરવટ થઇને વળગેલ બાળોને મુકીને આવ્યાં છીએ ને હજી તેમના સંબંધમાં જવા નથી માગતાં કારણ તે અમને ગમતાં નથી તે ઉલટાં દુઃખકર થાય છે. તે પોતે તેવાં દુઃખકર નથી પણ આપ અતિ સુખકર છો. તેની ભૂખ ઉંડી છે તે ભૂખ આગળ બીજું બધું દુઃખ કરે છે. તે ભૂખ ભાગવા આપની કૃપા માગવા " આપના પાદ કમળમાં આવ્યાં. "

એ પણ કોઇ ઉપાય છે ? એજ ઉપાય છે, " સર્વ ધર્મ ત્યજી " ને પછી શું કરવું ?

" **मामेकं शरणं व्रज** " " મ્હારૂં શરણું પકડ " વિભીષણે એક છોડયું તે બીજું મેળવવા, તેણે રાવણનું મંત્રીપણું ભાઇપણું ન કબુલ્યું કારણ તે નાશકારી અંત અનર્થકારી લાગ્યું, તેવીજ વાત અમારી છે. તેણે જે ઉપાય કર્યો તેજ અમે કર્યો છે, તેનાંએતો તેને છોડ્યો—કાઢયો તેથી તેમનેજ જવું પડયું. અમારાં તો અમને ચાહે છે. તેથી તેમનું અમંગળ આપ નહિ કરો; પણ અમારો સ્વીકાર કરવોજ જોઇએ. " બીજું તજવું, ને આપને ભજવું " એજ શાસ્ત્ર માત્રનો સાર છે. તેનો અમે અમલ કર્યો છતાં આપ આજ કહોછો કે, તમારો સ્વીકાર નહિ થાય ! તમે તજ્યું તે પાછું સ્વીકારો તો પછી શરણ આવવાનું ફળ શું ! શરણાગતિ અમોઘ ઉપાય છે. ગમે તેવા ભય હોયતો માથે ઉપાડી લ્યોછો. રૂષિઓ શરણે આવ્યા તો રાક્ષસોથી વેર ઉપાડી લીધું, ને તે કાર્ય પુરૂં કીધું. અમે તેવો શ્રમ દેવા તો નથી માગતા છતાં ના કેમ કહો છો ! તમે કામી છો ! એમ કહોતો આપને ઉપાય ગણીને બીજાને ફળ ગણનારને પણ આપ ઉદાર ગણોછો. ધર્મ. અર્થ ને કામ માટેજ બહુધાજન આપને ભજે છે છતાં તેનાં ઇચ્છિત કરો છો, એ તેમને ઝટ મળે માટેજ શાસ્ત્ર ધર્મ કર્મ બનાવી આપ પ્રકટી તેમનાં ઇષ્ટ પુરાં કરોછો, અનિષ્ટ હરો છો એ આપનો વ્યાપારજ છે. નિત્યનો વ્યવહારજ છે તો અમે તો વળી બીજા વિષયને પણ ન ચહી આપનેજ ચાહનારાં છીએ, ખાસ તનની સેવા માગીએ છીએ એટલું વધારે છે છતાં એમે દલીલ નથી કરતાં, પ્રાર્થના કરીએ છીએ, કે અમને ન તજો. " હું કયાં તજું છું ! મુઆ પુંઠે મળવાનો વાયદો દઉંછું ! " તે કહો તો ઠીક નથી અમને હાલ ભજો, અમારૂં દુઃખ હાલ દૂર કરો; કારણ ભકતો ધર્મ અર્થ કામવાળાનાં કષ્ટ અહીંજ દૂર કરો છો. સકામ ભકતો હોય છે, અમે તેવા છઇયે એમ ગણો તોપણ ભજો આપ જેમ આવતાંજ અમારી ઝાટકણી કાઢો છો, તેમ વધુ ન કરો ખરીવાતતો એ છે કે અમે મુમુક્ષુ છીએ. ઘરમાં બેઠે છુટવાના મનોરથ કરવાવાળા નથી, પણ બનતું કરીનેજ, મન તનથી છુટીનેજ આવ્યાં છીએ. એટલે " મુમુક્ષુ થાઓ " આદિ પુરૂષને ભજો " તેથી છૂટી જશો " આદિ પુરૂષ પોતાના સમાન કરશે એમ જે શાસ્ત્રનો ધોષ છે તે પ્રમાણેનું આ અમારૂં આચરણ છે. એ રીતે અમે આપને આદિપુરૂષ ગણી તમારા પાદમૂળમાં આવ્યાં છીએ. વિભુ કહીએ છીએજ. અને તેથી અમારો સ્વીકારે તે રીતેજ કરો. લૌકિક મતિ કૃતિથી વાત રતિએ નથી. આવા ભાવ ને આવા વિચારથી પરમેશ્વરના પાદમૂળમાં જવું ને તન મન ધન અર્પણ કરી " સ્ત્રી તન " છે તેનો " પતિ " તરીકે કરી સ્વીકાર કરવા માગવું, એનું નામ વ્યભિચાર કહે તેની સમજમાં ભૂલ થાય છે. વ્યભિચારમાં નીચ ભાવ હોય છે. વિષયમાં કહેવાની વાત છે. આતો સદા, એક પ્રકારના નહિ સર્વ પ્રકારના વિષય છોડવા છેક, માયાથીજ છુટવાની વાત છે. તે તે પરમ પુરૂષ પતિ તેને પરમેશ્વર સ્હમજીને ! બેશક સ્વલાભ વિના તો કોઇ ન પ્રવર્તે, તેમને સંસારમાં કષ્ટ નથી પણ તે કરતાં પણ વધુ સુખકર, અનિત્યના સ્હાયે નિત્ય, અલ્પના સ્હાયે અનંત ફળ તેમના ગામમાં આવ્યું—પ્રકટ થયું છે. તે જે માગે તેને પોતાનો લાભ આપવા સારૂ છે તો પછી તેનો લાભ ન કેમ લેવો ? એ ભૂખ, એ સ્વાર્થ, એ કામ, એ રીતે કામના, એ રીતે વ્યભિચાર, એને લઇને દેહમાં બધા વિકાર બેશક છે પણ આ બાબતમાં " વિષય, અધિકારી, પ્રયોજનને ફળ " કોણ છે ? શું છે ? કેવા છે ? તે આ શબ્દોથી તપાસવા જેવાં છે,

તેઓ પોતે ધર્મ, અધર્મ બધું જાણે છે, તેના ફળ પ્રમાણે છે પણ તે કાંઇ પરમાત્માના ખાસ સંબંધની બરાબર આવે ?! સાક્ષાત્ પરમાત્માને જ્ઞાનદૃષ્ટીથી દીઠા પછી, તે મીઠાંની દીવ્ય ભૂખ લાગ્યા પછી એટલી ઉંચી કોટી, જે અર્જુનને માત્ર ક્ષણભર ખાસ પ્રાર્થનાથી મળી હતી તે પણ પૂરી નહિ ભોગવી શક્યા. સંજયને મળી હતી તે પણ તેજ વેળા! તે દૃષ્ટી સદા જેમનામાં બની રહી છે, એજ દીવ્ય આકારનો લાભ લેવા વિના વૃત્તિ તલપાપડ થઇ છે, એ કેવડી મ્હોટી વાત છે!! એ બ્રહ્મવિદ્યાની ઉપાસનાની છેલ્લી કોટી છે, એથી બધું બીજું ઉતરતુંજ છે, બધા સત્કર્મનું ફળ, બધાં ધર્મ પાલનનું પરમ ફળ, મ્હાવું જ્ઞાન, મ્હાવી દૃષ્ટી, મ્હાવા દીવ્ય આકારમાં—અવતારમાં અનુભવ, વિશ્વાસ, આશ તે પણ જેમને પ્રકટી ચૂક્યો તેથી હવે તેમને બીજું નથી ગમતું, તેમાં ચિત્ત નથી રમતું, નથી વિરમતું, તન એનો સંબંધ નથી ખમતું, એમાં મ્હાવું આતુર મન નથી શમતું. તે પોતેજ અહીં કહે છે કે "તમે ક્રુર કહ્યું" તે દુષ્ટ જેવું ક્રુર—વગર સમજતું ક્રુર નથી. અમારે માટે અમને આ સ્થિતિ એ ક્રુર ભાસે છે, એ વિના એમનો તો ધિક્ અવતાર છે, પણ અમારી વાત એવી નથી. કારણ અમે આપને જાણી ગયાં, પ્રમાણી ગયાં, આપ ઉપર ભાવ જે આણવો ઉચિત તે આણી ગયાં, ટુંકામાં દેહ સંબંધથી ઉપર વધી આત્માને આત્માનો સંબંધ પીછાણી ગયાં છીએ તેથી દેહમાં અહંભાવવાળા સાથે અમારો મુકાબલો કરો છો એ અમને અન્યાય નથી શું ? આપ તે ન જાણો એમ હોય ! મુમુક્ષુને જાણો છો, મન વરતો છો ને તેમને તેમજ ભજો છો તેવું અમારે માટે જાણી બુઝીને કાં ન કરો ? ને અવળું ઉચરો !"

મ્હાવો આખા શ્લોકનો ભાવાર્થ છે. એજ રીતે આગળ—

यत्पत्य पत्य सुहृदा मनुवृत्तिरङ्ग स्त्रीणां स्वधर्म इति धर्मविदा त्वयोक्तम् ।
अस्त्वेव मे तदुपदेशपदे त्वयीशे प्रेष्ठो भवांस्तनुभृतां किल बंधुरात्मा ॥

साखी—स्वामीमजा सुहृदो माति अनुवृत्ति स्वधर्म ये तीका,
अंग ! कहतहो सो सत्य है उपदेश येहि है नीका;
एसे हि उपदेशकास्थान, आपहि है ईश प्रेष्ठ निदान,
देह धारीके आत्मा जैसे, सब बिध बधु सेव्य हो तैसे.

**ભાવાર્થ**—"હે અંગ! આપે જે સ્ત્રીના પોતાના ધર્મ કહ્યા તે અમે ખરા છે. પતિને પતિનાં સુહૃદની સેવા કરવી" તેમજ અમે કરીએ છીએ. આપ ધર્મવિદ્ છો તે બીજું કહોજ નહિ, પણ અમને એવી સામાન્ય સ્ત્રીઓ સમજો છો એજ શોચની વાત છે! "ત્યારે તમે કેવી સ્ત્રીઓ છો ? તે તમેજ જણાવો જોઇએ ?" અમે આપને ધર્મવિત ધર્મ દેનારાજ માત્ર નથી જાણતા. પ્રભુ ધર્મ દેનાર તેમ ધર્મનું ફળ દેનાર છે. એ વાત ખરી છે કે તમે સ્ત્રી પુરૂષ માતા પુત્રના ધર્મ નક્કી કર્યા છે. તે તમારી આજ્ઞા પ્રમાણે પાળવાથી

તેનું સુખરૂપ ફળ છે તે તોડવાથી દુઃખરૂપ ફળ છે એ અમે જાણીએ છીએ પણ તે પ્રભુજ તમે છો. અમે ફળને નહિ પણ ફળદાતાને શોધનારાં છીએ. જેથી ફળ મળે તે ધર્મને નથી ચાહતાં. અમને એ ફળની ચાહત નથી, હોત તો તે મુકી દઇને આ રીતે વનમાં આવતજ નહિ. પરમ ફળ આપ છો, અનશ્વર છો. ઉપદેશ દેનાર પોતેજ પ્રગટ થયા છો. ધર્મના ઠરાવનાર તમેજ છો તેવા ફળ દેનાર–ઇશ તેજ તમે. એ અમે જાણ્યું તેથી શું ? તમે પોતે સૌથી વધુ પસંદ કરવા જોગ છો એમ માન્યું. તમે અમારૂં અંગ ! અમે તમારૂં અંગ ! એ પરમ ફળ પ્રમાણ્યું. એટલે કે પ્રભુતાને નહિ પણ પ્રભુને ચાહવું, ચાંદનીને નહિ પણ ચંદ્રને ચાહવું, તેમ તમે ઇશ તેમજ પ્રેષ્ટ છો. અમને અતિવ પ્રિય લાગ્યા છો. કારણ અમે એ પણ જાણી ગયાં છીએ કે બીજામાં જે કાંઇ છે તે આપને લઇને દેહધારી માત્રના આપ બંધુ, આપ આત્મા છો તેથી ખરા પતિ ખરા પ્રેષ્ટ ખરા ભોગ્ય તેના ને અમારા આપજ છો. પતિમાં, પુત્રમાં, માતામાં, પિતામાં આપની હાજરીથી પુજ્યત્વ ભોગ્યત્વ પ્રેમ છે. ખરા પ્રેમાસ્પદ આપ છો, એમ અમારી દ્રષ્ટી વધી છે. તે પતિની પણ ભીતર જોતાં જણાયું છે કે તેની ખૂબી પણ આપથી છે, એટલે મૂળ સાચા પ્રેષ્ટ આપ છો ને તેમાં તો ગુપ્ત છો. એમ તો અમારામાં પણ ગુપ્ત સર્વ દેહધારી માત્રમાં ગુપ્ત છો. માટેજ કહ્યું બંધુ છો, આત્મા વ્યાપક છે. તેજ પાછા પ્રકટ તમે પોતે સાકાર દીસો છો. જે ગુપ્ત તે પ્રત્યક્ષ થયેલ, એજ ઇશ, એજ કૃષ્ણ, એજ આ આકાર છો ! ધર્મ માત્રના કહેનાર, ફળ દેનાર તેને છોડાવીને હવે ધર્મને કયાં વળગાડો છો ! રસરૂપ તમે મળ્યા છતાં શેરડી કયાં દેખાડો છો ? બીજામાં તો તમે સ્વાદ આપશો ત્યાં લગી મળશે. ખરો સ્વાદ, નિત્ય સ્વાદ, નિત્ય સંબંધ એમને, અમને ને સૌને તમારોજ છે, સૌના તમે "સાચા બંધુ" સાચા સ્વામી, સાચા સાથી છો એમ અમે માની ઓળખી આપનેજ વળગ્યાં છએ. પતિજ નથી ગમતા એમ નહિ, બંધુ સગાં બધુંજ નથી ગમતું, તે બીજા કોઇ કારણ માટે નહિ પણ તે કુચા ને તમે રસ એમ સમજાઇ ગયું–દેખાઇ ગયું તેથી હવે જે વ્યાપાર વ્યવહાર તે તમારાથીજ કરવા ચાહીએ છીએ. વચમાં આડ ઓથ અજ્ઞાન હતું ત્યાં સુધી તે ઠીક લાગતું હતું. હવે જ્ઞાન થયું. તમે પુરા પરખાયા, કૃપાથીજ પ્રકટ થયા, ને તે અમારામાં આવ્યા, વસ્યા, ચાલ્યા ને અમને પુરો પોતાનો લાભ ન આપો એજ સારૂ અમે શરણ થઇએ તોપણ તેમનાથી વિમુખ રાખો તો પછી આપનો અમારે માટેજ જૂલમ કેમ ન કહેવાય ! પોતાના ભાગ્યમાં આવ્યું હોય તે ભોગવવું, તેથી તુષ્ટ રહેવું ! એમજ શા માટે ? આ સ્વર્ગભૂમિ નથી. આ કર્મભૂમિ છે. પુરૂષાર્થથી મોક્ષ મેળવવા તો દેહ છે, ને તમે તો વળી મોક્ષનું પણ ફળ છો. પરમ પુરૂષાર્થ છો, તેનેજ મેળવવો ને પછી ભોગવવો, એમ શિષ્ટોનો શાસ્ત્રોનો તો–તમારોજ બીજાં મુખે ઘોષ છે. ને શિષ્ટો એમજ આચરે છે તેજ રીતે અમે કર્યું છે. અમે જાર સ્ત્રીનું અનુકરણ કરનારી નથી, મહા તત્વજ્ઞાની પરમહંસોની નકલ કરનારીયે છીએ.

कुर्वंति हि त्वयि रतिं कुशलाः स्व आत्मन्नित्यप्रिये पतिसुतादिभिरार्तिदैःकिम् ।
तेनः प्रसीदपरमेश्वरमा स्म छिंद्या आशां भृतां त्वयि चिरादरविंद नेत्र ॥

भाषामां—करत कुशल रति आपमें नित्य प्रिय स्व आत्मा मानी,

क्यापति और पुत्रादितें दुःखदाई लीये है जानी;

**जा के होत अब हमपें प्रसन्न आप बहुत विनते चारीभन,**
**आपहि सो न करो छेदन, परमेश्वर अरविंद लोचन. बोलउठी श्रीजबारी.**

**વિવેચન**—અમને મૂઢ મૂર્ખ " અસ્વર્ગ્ય " અયશ મેળવવા વાળી " નહિ કહી શ-કાય, અમે તેવીની નકલ નથી કરનારી નચિકેતાએ સ્વર્ગ સુખ ન ચાહ્યું, દેવા માંડયા છતાં ગાર્ગીએ ધન ન ચાહ્યું, દેવા માંડયા છતાં હનુમાનજીએ મુક્તિ ન લીધી, તેમજ હોવા છતાં પ્રલ્હાદે પિતા, ભરતે માતા, બળીએ ગુરૂ, ને વિભીષણે ભાઇને ત્યજ્યો. " **कोटी त्यक्त्वा हरिं भजेत्** " એવો જે નિર્ણય છે તે પ્રમાણે વર્ત્તનાર વિરલ છે. તેમની નકલ અમે કરી છે. ખરા કુશળ આપમાં રતિ કરે છે. કારણ તે કહી ગયા તેમ છાલાંને ને રસને પરખે છે. તે જ ખરા કુશળ છે તે આપ ક્યાંહી દૂર નથી, બીજા નથી, નવો સંબંધ કરવો નથી. અમારાજ આત્મા છો. જેમ અમે એટલે જીવ નિત્ય તેમ તમે તેની અંદર તેનું જીવન નિત્ય, અમને જે અમારો જીવ પ્રિય તે પણ તમારી હાજરીને લઇને તમારી પ્રિયતા, આનંદના અંશ આભાસને લઇને, એવા ખરા પ્રિય તે તમે એ રીતે અમારા સાચા સંબંધી ને સાચા ભોગ્ય તે પ્રત્યક્ષ થયા છતાં તેને મુકીને પતિ સુતા; જે પુણ્ય કર્મ શ્રમથી કર્મથી મળે તે પાછાં તો ટળે, તેમાં ખરૂં કોણ રળે છે! ઘણો શ્રમ ને દુઃખ વધુ. એવો ખોટનો ધંધો છે. એટલે ખરી રીતે " દુઃખદ છે માત્ર પતિની વાત નથી સુત આદિ " કરી તે પ્રાકૃત સંબંધ શું! બીજા દેહધારી માત્રના સંબંધને લઇને કહે છે. એટલે અહીં પરમ વૈરાગ્ય, પરમ જ્ઞાનપૂર્વક પરમ પ્રેમની વાત છે. ને તે પરબ્રહ્મ સાકાર સાક્ષાત્ સર્વેશ્વર તરફ છે. એ પણ અહિંજ કહી છે. " હે પરમેશ્વર " તમે પ્રસન્ન થાઓ " જેની અલ્પ સેવાથી પતિ સુત મળ્યા છે. તે ખુદની સેવા માગીએ છીએ. તે કૃપાવશ છે, કર્મવશ નથી. કર્મવશ તે નશ્વર છે. ને કૃપા તો આપમાં પ્રીતિ કરવાથી થાય છે. અનન્ય ભક્તિ જ ઉપાય છે. તે અમે કરી રૂબરૂમાં ઉચરી, આચરી આપને જ ભોગવવાની આશા કેટલા કાળથી બાંધી છે. શાસ્ત્ર વચનપર શિષ્ટોના આચરણપર વિશ્વાસ રાખેલ કે તે હવે ફળશે. તે માટે અમારામાં જ આવ્યા અમને ચાહ્યા છે. પોતાનાં દૃષ્ટીથી વાતોથી ગણ્યાં છે. પણ હજી પડદો રાખો છો! તે પૂરાં સ્વીકારશો, કાળ આવશે ત્યારે સ્વીકારશો. તે માટે ઉપાસના ઝંખના ધ્યાન સમાધી અમને લાગી જ રહી છે. તેમાં આજે આતુરતાની હદ થઈ છે. જે પ્રારબ્ધને પણ નાશ કરે એવી આર્ત પ્રપત્તિ પણ અમારામાં પેદા થઈ છે. વચમાં હવે બીજું વિઘ્ન નથી રહ્યું. અમે ચહ્યું તેવું થયું છે. ગમે તે કારણે પણ પતિ પુત્રાદિનું વિઘ્ન ન નડયું. અમારૂં મન પણ એવું મજબૂત રહ્યું, કે આંહી તનને લાવ્યું ને હજીએ એજ ભાવ્યું છે. એટલે અધિ-કારી કૃત્ય પુરૂં થયા છતાં આપ તેનું ફળ દેનાર ફળ દેવા વેળા તેજ તે આશાના કામનાર થાઓ! આપમાં તો આશા ધરે તે નિરાશ ન થાય, ને તે પણ આપનીજ આશા! એજ સાચામાં સાચી આશા! ને તે તનમન જીવન અર્પણ કરવાની બધા અવયવથી, બધી રીતે ઉમળકા પૂર્વક! બેશક અમારોજ અવતાર, આકાર છે તે આકારથી તે રીતે પણ અહિંજ આપનો અનુભવ લેવાની. બેશક દેહતો પ્રાકૃત છે. એજ વિરોધતો છે. પણ આપમાં બધી શક્તિ છે. બધા નિયમ જાળવી, બધાનું મન પુરૂં આપ બધી રીતે કરી શકો છો. બળી-રાજાને ઇન્દ્ર બેઉનું સમાધાન કર્યું, અદીતિ ને કશ્યપે કહ્યું હતું, કે " અમોઘ તો ભગવત ભક્તિ છે " બીજું મોઘ છે. " તેમ અમે આપમાં આશા ધરી છે તે નિરાશ નહિ કરો.

છેવટ કારણ આપ " રાજીવલોચન છો " અપવિત્ર વા પવિત્ર સર્વ અવસ્થામાં હો, આપનું પુંડરીકાક્ષ તરીકે સ્મરણ કરે તે ભીતર બાહેર શુચિ થાય છે. પછી અમે પ્રાકૃત, હજી બીજાની, બીજાને સ્પર્શેલી, બીજા માટે, ઉમર માટે આ દેહે તો ઠરેલી એ વાંધા આપના પાસે આવ્યા પછી કેમ રહે? પરમ પવિત્રતા કેમ ન થાય! આપનું ધ્યાન કરે તેના વાંધા વિઘ્ન જાય તો અમને તો સાક્ષાત્ થયા છો. વળી " અરવિંદલોચન " એટલે તાપને સમન કરનાર છો. તે વિકાળ દૃષ્ટિ કષ્ટી દેનાર નહિ કરો! મુખે કરો છો, પણ નેનમાં મીઠાશ દેખાય છે! ત્યારે જ મનોભાવ કહી રહી છે! પહેલાંથી આપને નથી વરી આ તનથી ઠરી બીજાથી બીજી રીતની મરણપર્યંત કબૂલત કરી છે. ને તેથી હવે તે રદ કેમ થશે! તેમને ઘેર જવું ને એમાંજ જીવન પુરું કરવું. આ દેહતો એમ પતિદ્વારા જ સેવામાં રાખો–રોકો એવું આપનું કહેવું અડગ છે. " પુત્ર પતિવાળી થઈ ગઇ તે હવે આ પળે અહાવું કહે તેથી શું ? " પણ ત્યારે કરે પણ શું ? ઘેર જાએ, પ્રભુની આજ્ઞા પાળે, ભૂલ સુધારે, મુસાફરી પુરી કરે., ધૈર્ય રાખે ! " એ બધું તેઓ સમજે છે. તેઓ એક વખત તેમ કરવાનો વિચાર કરે પણ અમલ થાય તેમ નથી. કારણ તે તેમણે પોતાથી પોતાને તપાસી જોયાં. આ વખત તે સર્વથા લાચાર છે. તેમણે તે પણ ચોખ્ખું કહ્યું—

**चित्तं सुखेन भवताऽपहृतं गृहेषु यन्निर्विशत्युत करावपि गृह्य कृत्ये ।**
**पादौ पदं न चलतस्तव पादमूला धामः कथं व्रजमथो करवाम किंवा ॥**

**अर्थ—चित्त लीया सुख ते हसी घरमें जो रहा सो हमारा;**
**तेसेहि कर घर काममें नाहि लगे ये भी है बिचारा;**
**पादभी पदभर भी न चलत है तवपद मूलमें आये स्वगत है**
**जाई सके कैसे ब्रीजकी और, जाईकेभी क्या करे वो ठोर.**

**बोली वो व्रजनारी.**

**વિવેચન**—અમે તો ઘરમાંજ હતી, ઘરકામ ઝુરતી હતી, તેમાં તે વેળા આટલું દુઃખ નહોતું થતું પણ આપની બંસીનો સ્વર સાંભળ્યો ને જે ફેરફાર થયો તે અલૌકિક છે અમને પણ આશ્ચર્ય કરે છે. ચિત્ત આપમાં ચાલ્યું આવ્યું. હવે તેનું શું છે ? હવે તો ત્યારથી જે આગ ઉઠી છે તે શમ્યા વિના બીજું સુઝવાનું જ નથી. ઘેર જાએ કોણ! કામ ક્યા હાથ કરે ? આપના પગ આગળથી અમારા પગ પગલું પણ ક્યાં ભરે છે ? એટલે અમે બધી ઇન્દ્રિયોથી તપાસી જોયું, તે અમારા વશમાં નથી. આપનાજ વશમાં છે. ને તે વશમાં કરનાર બોલાવી રોકનાર પણ આપ છો. આ વેળા એવા મોહકને ચિત્ત રોધક લાગો છો, કે જેનું વર્ણન શું કરે! તેને ભોગવ્યાવિના હવે વધુ રહેવાશે નહી. હજી આશા છે, ત્યાં સુધી આ બકવા દે છે. જો નિરાશાજ નક્કિ થઈ તો આજની સ્થિતિ તો એવી છે કે ઘેર ફરી જવાનો પ્રસંગજ નહિ રહે. શું થશે ! તે કહી દેછે. પોતાનુ અભિષ્ટ સુખ કહ્યું ન મળવાથી તે હજી વધીને કેવું થશે ! તે કહે છે. ને તેમ ન થવા ખાસ માગણી ચોખ્ખા શબ્દોમાં આખર હારીને કરે છે. પ્રભુ જીતે છે, ને ગોપી હારે છે. પ્રભુ કામસેનાને તિરસ્કારે છે, ને કામસેના સ્હામી સ્વીકાર થવા કરગર ઉચ્ચારે છે. કામી કૃષ્ણ નથી પણ ગોપી કામી છે,

# रासारंभ.

કૃષ્ણ નિષ્કામી છે. પરબ્રહ્મ તે તો છે પણ પોતાની પ્રાકૃત ને સ્ત્રીજાતીની દેહ હોઇને તે અતિ સૌન્દર્ય અપૂર્વ સૌન્દર્યથી મોહીને તેમાં કામ ઉપજવાથી પ્રાકૃત દેહમાં તો પ્રાકૃત ધર્મજ અમલ કરે તે પૂર્ણ ન થાય, શાન્ત ન થાય ત્યાં સુધી તેના તાપ અસર કરે જ! ભજન સાંભળે પણ દેહમાં તો ભૂખ જ લાગે; ને તે તો અન્ન જળજ માગે. તે ન મળે તો કષ્ટ ને છેવટ નષ્ટ થવાનો જ પ્રસંગ જાગે એ સાચી સ્થિતિ, સાચો ઉપાય, સાચી માગણીને તેજ થાય તો છેવટ સાચી થવાની વાતે સંભળાવી દે છે.

**सिंचाङ्ग नस्त्वदधरामृत पूरकेण हासा वलोक कलगीतज हृच्छयाग्निम्।**
**नो चेद्वयं विरहजाग्न्युप युक्तदेहा ध्यानेन याम पदवीं पदयोः सखे ते ॥**

**अर्थ–भाषा—हासावलोकजगीततें चित्त आग लगी भरपूर,**
**अधरामृत के पूरतें अंग सींचके वो कर दूर;**
**नहि तो हम यहां विरह अगनतें देह जराई के तेरी लगनते,**
**ध्यानहित पद पावेंगे प्यारा सत्य जानो सखा कहेती हमारा**
**बोली वो व्रजनारी.**

**વિવેચન**—વરસાદ બધે સરખો વરસે છે પણ જેવી ભૂમિ ને તેમાં જેવાં બીજ વાવ્યાં હોય તેવાં તેમાં ઉગી નીકળે છે. વ્રજવાસી ગાય ગોપ સૌજ અવતારી તો છેજ પણ ગોપીઓ તો કહી ગયા તેમ રૂપપર મોહી તેને ભોગવવાજ નારીદેહ ધારી અવતરેલી એ-ટલે પ્રભુના નિત્યના હાસ્ય, ને અવલોકનથી તેનીજ ભૂખ વાળી બની રહી છે. દૂરથી દેખે તે વેળા તે કાંક હરે, તેણે જે મન હર્યું, ને તેથી જે વિરહ વેદના ઉઠી છે તે ઉમ્મર ભરમાં ન ઉઠેલી એવી છે. પૂર્વ પુણ્ય કર્મના પરિણામમાં છે. ભોગનો અવસર આવ્યાથી પ્રભુએ એ ભૂખ ઉપજાવી છે. ભૂખવિના રૂચી નહી. જેવું પુણ્ય તેવું અન્ન, અર્થ ને કામ ઉભય ધર્મનાં ફલ છે, પણ આ કામ તો પ્રભુના રૂપપરથી ઉપજેલ એટલે અતિ ઉગ્ર, તેમ પ્રભુ પ્રતિ એટલે તેનો તો દીવ્ય દેહ છે, તેનો અનુભવ તો યોગને પણ પરમ ભોગ્ય લાગે છે. સમાધી લગાવી તેને ધ્યાયાજ કરે છે. તો પછી સ્ત્રી જાતીને વિકાર પ્રેમ ઉપજે તેમાં પૂછવું શું? તે પ્રભુનાં દર્શનથી, સ્મિતથી, કટાક્ષથી વધતોજ ગયો છે. આ વખત તે દાહરૂપ છે. કેટલો ને કેવો તેનો એક પુરાવો તો ઘરબાર છાંડી કુળ સંબંધ તોડી દોડી આવીને હજી ડરતીજ નથી. એજ પ્રત્યક્ષ પુરાવો છે, તેથી તેઓ કહે છે, કે અમને ઠારો. અમે ચોખ્ખા શબ્દમાં માગીએ છીએ કે તમારો દીવ્ય દેહ અમને અરાડો, પ્રિયા પ્રિયતમના ભાવથી અ-રાડો, એટલેજ કહે છે. અધર સુધા ચખાડો. પ્રભુ સાકારે છે. તેને કોઇ પિતા તરીકે પુજે છે, તો તે પુત્રી તરીકે અનુભવ આપે, કોઇ પતિ તરીકે પુજે તો પ્રિયતમ તરીકે અનુભવ આપે, સેવક થઇને પુજે તો સ્વામી તરીકે અનુભવ આપે, મિત્ર તરીકે પુજે તો મિત્ર '**पितेवपुत्रस्य**' આદિ વચનથી **ગીતા**જીમાં **અર્જુન**ને "પિતા પુત્ર, સખા સખા, ને પ્રિયા ને પ્રિયતમ" એમ સંબંધ ગણાવ્યા છે. "**त्वमेवमाता**" આદિ સર્વભાવ ને સર્વલ્હાવ, પ્રભુ આપે છે. **નંદ યશોદા** ને પુત્ર, તેમજ **દેવકી** વાસુદેવને, ને તેમણે જ છેવટ એ પણ જાણ્યું કે જે પ્રભુ છે, તેજ વાત ગોપીયોની છે. લૌકિક પુત્ર પતિ પિતાથી આ વાત વિશેષ

છે. સાચો સંબંધ છે. આ સંબંધ માનવા-બાંધવાથી કોઇને હાની નથી આવતી. તે તુટતો નથી, વધુ વધે છે. તેજ ખરો ટકવાનો છે એમ અપ્રત્યક્ષમાં સહુ માને છેજ, ગોપી પ્રત્યક્ષમાં કેમ ન માને! બ્રહ્મનું સુખ બ્રહ્મ સ્પર્શ પતિતરીકે શું કામ ન માગે! એથી વ્યભિચાર નહિજ થાય. કારણ પ્રભુ પ્રાકૃત નથી. સ્હામી તૃપ્તી થશે. અપૂર્વ જૂઠા કામની શાન્તિ થશે ને સાચો કામ-પવિત્ર પ્રેમ પૂરો પ્રકટશે સકામ સેવવાથીજ નિષ્કામ થાય છે. તેમ આગળ વધુ ખુલાસો આવશે. અહીં સુધાનું સિંચન માગે છે તે ખરેજ સુધા છે. સુધા જે દેવનું તેથી પણ વિશેષ બ્રહ્મસુધા બ્રહ્મરસ છે. અહીંજ પાછળનાં વચન તેનો ખુલાસો ખાસો કરે છે. વિરહ અગ્નિ છે, કામ તાપ છે. તે પ્રાકૃત છે. દુસ્સહ છે. વિષમજ્વર, કામજ્વર વંદ્યો છે. તે ગોપીયોથી નથી સ્હેવાતો તેથી કહી દે છે. તેથી શાન્તિ અધર અમૃતથી પણ થઇ શકે છે. બીજા એ પ્રસંગની જરૂરત નથી કહી "કરસ્પર્શ" કહી "પાદસ્પર્શ" ની માગણીયો છે. હનુમાનજી ને સુગ્રીવને સખા ગણી આલિંગનથી કૃતાર્થ કર્યા હતા. અહલ્યાને પાદ સ્પર્શ કહેવાય છે. તેમજ અહીં સિંચન માગે છે. ને તે નહિ થાય તો તેઓ સ્પષ્ટ જણાવે છે, કે અમે મરી જઇશું-બળી જઇશું, દેહ તજી દઇશું. કારણ એક કામ દાહ છે ને તે પર નિરાશા પૂરો વિરહ દાહ થશે, તો દેહ વધુ વખત હવે નહિ રહે. મરશું તોપણ તને મળવાની તો ખરીજ. તને ઝંખતાંજ નહિ, પણ જ્યારે જાણશું કે આ તનને નહિ ઠારો, આ ઇન્દ્રિયોને શાન્ત નહિ કરો, તો પછી આંખો બંધ કરી ધ્યાનથી અંતર્યામીનો અનુભવ યોગીની પેઠે કરશું, એ રસ્તે આત્માથી લાભ લઇશું આપને પામવાનો એ માર્ગ પણ અમારા જાણવામાં છે, જે અમને આવડે છે. હૃદયમાં દેખાશો તેથી આપની પદવી, આપનું ધામ અમે પામશુંજ. કારણ આપ દેહના સખા ગણીને સ્વીકારો તો આત્માના સખા તો છોજ. એ રીતે અમારો સ્વીકારતો છેજ. એતો મટે તેમ નથી. પણ અમને દેહ ત્યાગનું કષ્ટને અમારી આ આશા તો નષ્ટજ થશે. આ દેહ ધરવાનો ને એથીજ આત્માને પાવન કરવાનો આ દેહ દ્વારાજ બ્રહ્મ રસનો અનુભવ લેવાનો અમારો મનોરથ-પ્રયાસ-પુણ્ય કર્મ નકામાં જશે ? ખેર અમે મરશુંજ ! બીજુ શું જોર ? પછી પણ જો એ મળશે તો હાલ કાં નહિ ! એ વ્યંગ છે. આથી સ્પષ્ટ થયું કે આ વ્યભિચારીનો વ્યભિચાર નથી. પણ આત્માનીજ પરમાત્મા સાથે પ્રીતિ, સાચાપતિ સખાથી સાચો પ્રેમ છે. એ આશા જેને થઇ તેને પછી સંસાર કુચા છે, કુસકા છે, થોથાં છે, તેમાં પતિ હો, કે પુત્ર હો. માંસના લોચા છે, ગોપીયોને તેવું જ્ઞાન થઇ ગયું છે, તેનું ભાન થઈ ગયું છે, પુર્વજન્મનું બન્યું રહ્યું છે. કહ્યુંજ છે, કે તે સાધારણ સ્ત્રીઓ નથી. મહા પુણ્યશાળી અવતારી આત્માઓ છે, ત્યારે તો પ્રભુનો જ્ઞાનપૂર્વક સાક્ષાત્કાર, તેનું નિત્યદર્શન, તેથી સંભાષણ, બને તે તેનું સેવન કરે છે. તે શિવાયના વખતમાં તેનુંજ સ્મરણ, ગુણકિર્તને કર્યાંજ કરે છે. સંસારતો દેખાવનો છે. પ્રભુ ગોકુળમાં પ્રકટવાના તેથી ગોપમાતા ને ગોપપિતા, ગોપપતિ ને ગોપકુટુમ્બ તેમને પણ કરવું પડયું છે. પણ તે આરોપિત છે. વાસ્તવિક પ્રભુનીજ પ્રિયા ને પ્રભુજ પ્રિયતમ છે. તેથીજ સ્પષ્ટ કહે છે, કે આપ અમને શું પતિ પાસે જવાનું કહો છો ? અમારો કામ, અમારી ભૂખ, એ જાતની છેજ નહિ, આપને માણસ, ગોપ. કાન્તજ જાણી ને અમે નથી ચાહતાં. ન એજ વિચારથી એવા પ્રકારની આ અગન છે. આ આશા વૈદિક, બ્રહ્મ વિદ્યાની ઉપાસનારૂપ પરબ્રહ્મની પ્રતિ છે. તેથી અમારી તો હવે પરબ્રહ્મજ ગતિ છે. બીજામાં અમારી રતિ નહિજ થાય. જુવો તેમના શબ્દો. તે કયાં ભણી ! કયાં ગણી ! શાસ્ત્ર શાખી ! બધું પૂર્વનું જ્ઞાન ભાન ! !

શ્લોક पर्ह्यम्बुजाक्ष तव पादतलं रमायाद्त्तक्षणं कचिदरण्य जनप्रियस्य ।
अस्माक्ष्म तत्प्रभृति नान्य समक्षमङ्ग स्थातुं त्वयाऽभि रमितावतपारयामः ॥

अर्थ–साखी—राजिव लोचन आपके पाद तल जो श्रीजी पाये
अरण्य जनप्रिय वोहि जो क्षण हमकोभी वरसाये
तो फीर भाग्य वो पाई के पाछे अन्य कोईभी रहा, वाके आगे,
ठाढोभी रही सकही केसें ( उठत तर्क हृदयमेएसे ) वोलीवो वृजनारी.

**વિવેચન**—પ્રભુએ ઘેર જવાનું કહ્યું છે પરંતુ ગોપીયોના મનમાં આશા પરિપૂર્ણ છે કારણ તેઓ હવે સ્પષ્ટ નેત્ર સ્હામું જુવે છે, તો તેની મીઠાશજ સાક્ષી પુરે છે, કે તે પાપ કર નહિ પણ તાપ હરે છે. તેથી તેજ વિશેષણ એજ ભોગની ને તેની પ્રસંશા કરતી તે કહે છે. એટલે કે " અંબુજ અક્ષ સંબોધનથી કહે છે અથવા શ્રુતિ સ્મૃતિ તંત્ર પુરાણ જેને " પુંડરીકાક્ષ " કહે છે તે આપજ છો. એટલેથી બસ નહિ આપ પતિ પ્રિયા ભાવવાળા પણ સદા રહો છો જ, લક્ષ્મિ પાદતળની સેવા કર્યાં જ કરે છે, આપ પ્રિયાને પાદતળમાં રાખો છો, તેવી સેવા દ્યો છો તો એકને દ્યો ને બીજાને ના કહો એમ કેમ બને ? પરમ બ્રહ્મ અનંત છતાં સાકાર પુરૂષ આકારે છો. સ્ત્રી આકારને ચાહો છો. શ્રુતિથી પુરૂપ સુક્ત **શ્રી** સુક્ત આદિથી **શ્રી** પતિના નામથીજ પરખાઓ છો, ને પાછા એજ તમે છો એ અમે જાણીએ છીએ વેદાન્તમાં પરબ્રહ્મનાં જે પ્રબળ ચિન્હ " પુંડરીકાક્ષ " ને **શ્રી**પતિત્વ " તે બેનું સ્મરણ કરી કાન્તને પરબ્રહ્મ સાક્ષાત્ સમજી તેને કહે છે કે જ્યારે એવા કોટી બ્રહ્મા-ન્ડ નાયક **શ્રી** પતિ છતાં " અરણ્યજનના પ્રિય " પણ થયા છો.

અરણ્ય આરણ્યક ઉપનિષદમાં રમનાર જનના પ્રિય વૈદિકના વ્હાલા એક રીતે તેજ અમો જંગલી પશુ ગ્વાલોના પણ ખાસ થયા છો ! શા રીતે ? લક્ષ્મીની સેવાસેવાને જેમ તેના પિયર ક્ષીરસાગરમાં રહ્યા છો તેમ અમારી સેવા લેવા અમારા વ્રજ વૃંદાવન ને એ બધાં અરણ્યજ છે તેમાં આપ શ્રી પધાર્યાં પ્રકટ રહ્યા અમારા સૌના પ્રિય થયા છો ને તે એટલે સુધી કે જે અધિકાર **શ્રી**જીને તે અમને આપ્યો, અમે સુખે આપના પાદતળને સ્પર્શી શકીએ છીએ ચરણ સ્પર્ષ કર્યો વિના એક દિવસ ગોપીયો રહે તેવી જ નથી તેના સ્પર્શથી જે શુચિતા તેમનામાં આવી છે, જે જ્ઞાન ખુલીને પ્રભુનું મહાત્મ્ય જ્ઞાનાનંદાત્મક દીવ્ય શરીર સમજાઇને તે સ્પર્ષનો જે આનંદ ને તેની જે અસર ને સંગ તેમના મન પર એવી સજ્જડ થઇ છે કે તેમને હતે બીજે કયાંહી કોઈ પાસે પણ દાસી, સખી સ્ત્રી ભાવથી ઉભા રહેવું ગમતું નથી ગોઠતું નથી દેહ છોડાતી નથી એટલે તેને તેના સંગી પ્રસંગીમાં રાખવી પડે છે પણ હવે એમાં સ્વાદ નથી આવતો. યાદ પ્રભુનીજ બની રહે છે પ્રભુ વિના પછી બ્રહ્મા ઇન્દ્ર કાં ન હો ? બધા પ્રાકૃત તેમનાં અંગ પ્રાકૃત તેને સ્પર્શવાથી જે અસર થવાની તે પ્રાકૃત. ત્યાં પછી પતિની તો વાત જ શા ? અર્થાત્ " અમે ઘેર શું જઇએ ! પતિને શું સે-વીએ ! હવે અમને એ કામના રહેતી જ નથી. એ વાતો ગમતી જ નથી તેમાં રસ આ-વતો જ નથી તેની તુચ્છતા સાંભળવાથી જ નહિ અનુભવ સિદ્ધ થવાથી હવે તો અકારી લાગે છે. " આવાં બ્રહ્મજ્ઞાની બ્રહ્મદર્શી બ્રહ્મસ્પર્શી બ્રહ્માનંદભોગી અને સદા બ્રહ્મને ભોગવવાજ એજ ભોગ બન્યો રહેવા ચાહે તેનું નામ " વ્યભિચાર " કહેવાય તો પછી મુક્તિ

તેનું ફળ બીજું શું છે? કોની પાસે જવું? કોને સ્પર્શવું! કેવા ભાવથી!! દેવો પણ એજ ચાહે છે ને બ્રહ્મા પણ એજ ચાહે છે. તેમને તો આટલું પણ પ્રાપ્ત નથી થયું ત્યારે તો આ વ્રજવાસી ના ભાગ્યને તે બધા વખાણે છે, ને તેમાં પણ ગોપીયોનાં તેમનામાં એવું શું હતું આ રીતનું જ્ઞાન તેમણે એવું શું જાણ્યું હતું! આ "બ્રહ્મ" તેને તે આ રીતે ભોગવવા માગે છે જે કોઈ શાસ્ત્ર માને તેને એ પણ માનવું જ પડે કે પ્રભુ સાથે પ્રિયા પ્રિતમ ભાવે થાય છે. લક્ષ્મિના દૃષ્ટાન્તથી મ્હોટું બીજું છે જ નહિ તે લક્ષ્મિજીને સૌ જાણે છે જેની આશા સૌ આણે છે તે જે કરે છે તેજ થવા ગોપીયો આશા ધરે છે એથી ઉત્તમ મતિ ઉત્તમ કૃતિ ઉત્તમ ગતિ શું થવાની! કઇ છે! એ વિચારો.

પહેલું બ્રહ્મનું જ્ઞાન ને પછી પ્રેમ. પહેલો સાક્ષાત્કાર ને પછી સેવા. પહેલું તત્વ ને પછી ઉપાય, પછી ફળ તે રીતે ગોપીયો અહીં શ્રુતિયોનો જ સાર કહે છે કે આપ પુંડરીકાક્ષ આપ શ્રીપતિ છો, એ જ આપ અવતાર છો, એવા મ્હોટા ને વ્હાલા સુલભ લક્ષ્મિના પતિ વૈકુંઠના વાસી તે વગડાઉમાં વનવાસી થયા છો. લક્ષ્મિ અડે ત્યાં પશુ પણ અડે છે, ચાહે છે એ રીતે તત્વ બ્રહ્મનું તેના સ્વરૂપને સ્વભાવનું નિરૂપણ કર્યું હવે તેના સ્વાદનું રસનું ભોગ્યત્વનું નિરૂપણ કરે છે. એની આગળ બીજા બધા "અલ્પ" ને એ "ભૂમાં" એજ "અભય" ને બીજે 'ભય' જેમાં દેવ માત્ર ને ભોગમાત્ર પેટામાં આવી ગયા. ને તેવા ખુદ જ ચાહત, તેનાજ અનુભવને માગણી એ વિના તેની પ્રાપ્તી છે જ નહિ શાસ્ત્રે આ શિવાય વધુ શું કહે છે? વધુ શું શિખવે છે? ઉપાય કેમ કરવો? શરણ થવું ક્યાં? પાદતલમાં શી રીતે? મનથી સેવા ચહી તેને તે મુખે પણ કહી, ને તે પણ તેના મહાત્મ્ય જ્ઞાનથી દ્રવીભૂત આશામય ઉમંગમય થઇને તે હવે આચરે છે. અધિકારીની એજ સ્થિતિ થાય છે. શાસ્ત્રમાં શ્રુતિમાં જે ક્રમ કહ્યો છે તે આંહી તેજ શ્રુતિયો કરી બતાવે છે. અમને પ્રભુ કોણ? તેને કેમ પમય! તેથી શું સુખ થાય! એ શિખવે છે છતાં એને જ અમે હલકું ભૂલ ભર્યું ગણીએ છીએ! ધર્મ માત્રનું જે પરિણામ તેમાં જ અમે અધર્મની શંકા કરીએ છીએ! ઉત્તમોત્તમ અધિકારીઓ તેને નીચ સમજીએ છીએ! એ લક્ષમાં રાખવું જુવો અહીં ગોપીયોનું આગળ વર્તન—

**શ્લોક—श्रीर्यत्पदाम्बुज रजश्च क्रमे तुलस्या लब्ध्वाऽपि वक्षसिपदं किल भृत्यजुष्टम्**
**यस्या स्ववीक्षण कुतेऽन्य सुर प्रयास स्तद्वद्वयं च तव पादरजः प्रपन्नाः ॥**

**छंद [ अर्थ ) जाको कटाक्षन के लीये अन्यदेव करत है प्रयास,**
**जाको दीया है आपने निज वक्षस्थळमें वास;**
**वोही श्री सोते तुलसी जहां दीखाति, वो पद पंकज रजहि चहाति;**
**वेसा हि होना चाहिके चित, तवपदरज भई प्रपन्न नित्य. बोली०**

**વિવેચન**—"શ્રી" જ્યાં કહ્યું કે એઉ લોકમાં સીમા આવી ગઈ. બ્રહ્માના બ્રહ્મલોકની વડાઇ તેની કયા કટાક્ષની લેશને લઇને છે તે ખુદ શ્રીને પાછી પ્રભુથી વક્ષમાં ધારી છે; તોપણ શ્રી તેજ ચહે છે. શું? "પાદ રજ સેવા" હવે તેનું મહાત્મ્ય તેનાં સુખ સ્વાદ આનંદ કેવો હોવો જોઇએ? તેનું માપ આ ઉપરથી થઇજ જશે! શ્રી કેવડી મ્હોટી! ને તેની તેવી મ્હોટાઈ છતાં તેને જે પોતાની પાસે નથી, તેની તેને ભૂખ છે, જે વિના તેની ન્યૂનતા છે,

( ગયા માસના અંકમાં ભૂલથી ૫૯ થી ૬૨ પેજ છપાયેલ છે પણ સુજ્ઞ વાંચકોએ ૪૯ થી ૫૨ સુધારી લેવા. )

જે પોતાના વશમાં નથી તે શું ? પ્રભુના " પાદકમળનું સેવન " તે એવડે મ્હોટે દરજ્જે છે, કે દેવો તો તેને પૂજે છે પણ **શ્રીહરિ** પણ છાતીપર રાખે છે છતાં તે તો ચરણેજ પડે છે-અડે છે. એ ઉપરથી અમે શીખ્યાં-સમજ્યાં કે પદરજમાં પડવાને તેમાં પણ શરણ થવામાં-લાગ્યાં રહેવામાં જે સુખ છે તેથી પછી પરિસીમા છે. **શ્રીજી**ના ભાગ્યના ભાગી થવાનું જ છે. ને તે માટે ઉપાય પણ એજ કે તેની પદરજના પ્રપન્ન થવું શરણ થવું તેનું શ્રીની પેઠે સેવન ચ્હાવું. એજ કારણથી ગોપીયો ચહે છે, કે બીજા પતિ, દેવ, તેના લોક, ધામ, શું આપનું વક્ષ આપો તોપણ પછી જે કરવું પડે, જે કર્યાં વિના પૂરતી સંતોષ શાન્તિ, સાચું નિત્ય સુખ, પરમ સુખ પ્રાપ્ત નજ થાય તે અમે હાલથીજ માગીએ છીએ, તે અહીં અમ્હારી સ્હામે છે. અમે તેમાં પડીએ છીએ-પડયાં જ છીએ. ને એજ ઉપાયે છે. મ્હોટાં થવાને મ્હોટાં થયા પછી મ્હોટાં રહેવા ખરી મ્હોટાઇ ભોગવવા કહો કે બ્રહ્મને જ ભોગવવા કહો. અમારે પાદરજ પ્રપન્ન થવું. જ્યાં તુલસી ધરાય છે, ને જે શ્રી સેવે છે, પ્રભુનો જે ચ્હાવો ભાવ ને ચ્હાવો પ્રભાવ જાણીને તે કહી શકે તેજ શ્રુતિયો એ જ તાત્પર્ય ઉપનિષદ્ માત્રનું દોહન પ્રભુને વશ કરવાનો ગુપ્ત મંત્ર પ્રભુને પ્રભુતા સહ પામવાનો પ્રયોગ છે. તે તેમણે કર્યો. શ્વેતાશ્વતરમાં શ્રુતિયે છેવટ એજ કર્યો છે. **ગીતા**જીમાં **અર્જુ**ને આરંભમાં જ કર્યો છે. અને અંતે પણ એજ સ્વીકાર કરવાથી બેડો પાર થયો છે. પ્રભુ પણ " **प्रपन्न पारिजात** " કહેવાયાજ છે. તેથી હવે શરણ થઇને માગણી કરે છે. ખરેખર "શરણાગતિ" એ સિદ્ધ ઉપાય છે. ને તેથી બધું પમાય છે. દ્રુપદિએ વિપત્તિ હરવા, ગજરાજે મુક્તિ વરવા, **વિભીષણ** **સુગ્રીવે** સખા કરવા, ને **ધ્રુવે** પણ રાજ્યવૈભવ મળવા, શરણાગતિ કરી તો તે અર્થ તેમના પાર પડયા એ બધા તો ગૌણ ઉતરતા છે. આર્તિ અર્થીથી ચઢતા જીજ્ઞાસુ ને તેથી પણ વધતા, " જ્ઞાની " જે નિત્યમુક્ત પ્રભુમાંજ રહેવા માગે તે ને 'એક ભક્તિ' પ્રભુની જ ભક્તિ કરવા માટે માગે તે છે. **લક્ષ્મીજી**નો પ્રયોગ **લક્ષ્મીજી**નું આચરણ અનુષ્ઠાન એજ છે તેજ ઉત્તમ છે. એથી બેઉ લોકમાં શ્રેષ્ટત્વ છે. તેથી તેજ માગવું જેમની દેહ અહીં પોતાથી પુરી યોગ્ય ન થઇ જ શકતી હોય કે જેને જે અનુભવ, જે સ્થિતિ અહીં મળી શકે તેમ ન હોય તેણે તો તે મુઆ પુઠે પ્રભુનું સુખ માગવું ઠીક છે. પણ જે આંહી બ્રહ્મની પ્રત્યક્ષતા સુધાં પાછી ગઇ, જેની જ્ઞાનરશ્મી ખુલ્લી તેનો અનુભવ સાક્ષાત કરવા લાગી. જેની પ્રીતિ એ પવિત્ર દેહમાં પુરી જાગી. જેની દેહમાં અન્નની નહીં, તીર્થની નહીં, પણ પરબ્રહ્મની ભૂખ લાગી, તેને તે પણ પરબ્રહ્મના જે રૂપે ભૂખ લગાડી તેનોજ ભોગ તેઓ માગી રહી છે. એ સર્વથા ગ્યોજ છે. અહીં જ યોગી બ્રહ્માનુભવ અંતરમાં કરે છે. પણ જ્યારે તે અંતરયામી પ્રત્યક્ષ સર્વ ઇન્દ્રિથી ભોગવાય તેવો બહાર છે તો બ્હાર કેમ ન કરવો ? યોગીની અંતર ઇન્દ્રી તેના સ્પર્શથી તૃપ્ત થાય છે. બીજી ન કામ રહે છે. આંહી બધી ઇન્દ્રિયો તૃપ્ત થાય તેમ છે. સફળ થાય તેમ છે. તો તેની માગણી કર્યા વિના રહેવાય જ કેમ ! તે માટે જ તે આ વેળા આર્ત છે. આ વેળા શરણાગત ખાસ છે. તેમને શરણાગતિના મહાત્મ્ય પર મ્હોટો વિશ્વાસ છે ને તેથી તેમના મનોરથ સવિત્રિ પ્રકાશ કરે છે, કે

श्लोक—त्वमः प्रसीद वृजिनार्दन तेऽङ्घ्रिमूलम् ।
प्राप्ता विसृज्य वसती स्त्वदुपासनाशाः ॥
त्वत्सुंदर स्मित निरीक्षण तीव्र काम ।
तृप्तात्मनां पुरुष भूषण देहि दास्यम् ॥

छंद—हे वृजिनार्दन याहितें रीझो हमपें चाही आप,
आपकी सेवाकी आशमें सब छोड, आई पदपास;
तिव्र कामका दुःस्सह ताप आत्माको दे रहा संताप.
(वो) सुंदरस्मित ईक्षणते भयाहै पुरुष भूषण देउ दास्यत्व चाहै—बोलउठी.

**વિવેચન**-તેની જ પ્રસન્નતા માગે છે, ને પુરૂષાકાર લક્ષ્મીના ભર્તાર તુલસી જેવીને પણ સ્વીકારનારને અમારે માટે અમારા જેવા થઇને પ્રત્યક્ષ દેખાનાર છે. તે માટે કોઇ જોર, કોઇ કળ કોઇ બળ કોઇ ભેદ, કોઇ યુક્તિ નથી. માત્ર દીનતાથી તેની કૃપા માગવી. તેજ રીતે તે માગે છે કે "પ્રસન્ન થાઓ" પ્રસન્ન" પોતે સ્વરૂપે તો સદા છો પણ જેવા લક્ષ્મીપર થયા છો—રહ્યા છો તેવા અમારા પર થાઓ. "લક્ષ્મીનો તો છઉંજ તમારો થવાનું કારણ?" અમે દુઃખી છીએ, તમારો સ્વભાવ દુઃખ દૂર કરવાનો છે. જે પોતાની મેળે દુઃખ ભોગવે તેમાં વચમાં નથી પડતા, પણ જે પ્રત્યક્ષ કરગરે તેના દુઃખ તો દૂર કરો છો જ—બહુવાર વ્રજ. વાસીને તો સંપૂર્ણ અનુભવ થયો છે. સાધારણ દુઃખો દૂર કરીને આશાઓ બીજાથી પણ પુરી થાય પણ અમને તો દુઃખ આ સંસાર રૂપજ છે. આ પ્રાકૃત સંબંધ જ દુઃખરૂપ લાગ્યો છે. "તો છોડી દ્યો" અમારાથી છોડાય તેટલો છોડ્યો. એ માટે અમને જરા શોક નથી. આપ ઓર તેને જોડવા કહો છો તોપણ અમે તેની તો નાજ કહીએ છીએ. પણ જે તદુપરાંત દુઃખ, ખરૂં દુઃખ છે તે આપની ઉપાસનાની ભૂખ અને તે અમારી મેળે કે બીજા કોઇને મળવાથી પુરી કરી શકાતી નથી. "પણ તે મ્હારે જ પુરી કરવી એનું કારણ?" આપે જ તે પીડા પેદા કરી છે. આપના સુંદર સ્મિતને નિરીક્ષણે—કટાક્ષે અમારા અંતઃકરણમાં એવો તીવ્ર કામ આ પળે આ સ્થળે ઉત્પન્ન કર્યો છે. એ કામ મૂળથી ઉપજવાનું મૂળ જ આપનો સંબંધ છે. જેનો સંબંધ તેમાં જેટલું સારાપણું તેટલી તેની કામના, તેમાં જેવો પોતાનો દેહ તેનો સ્વભાવ—તે સ્ત્રી સ્વભાવ પ્રભુપર ભાવ, તેનું સૌન્દર્ય જોયું. કટાક્ષે તેમાં ચિત પ્રોયું, હવે તેને ભોગવ્યા વિના રહેવાતું નથી, એટલું જ નહીં પણ તેથી જ્વર આવી જે તપાવે છે તેનું સંકટ સહેવાતું પણ નથી. "પણ મ્હારામાં જ એવો ભાવ કરવાનું—ઉપજવાનું કારણ? તમારે પુરૂષ છે, બીજા પુરૂષ છે, દેવ છે." પણ તે બધાનાં "ભૂષણ"પુરૂષોત્તમ જે વેદમાં ને લોકમાં તે આપ છો ને સાક્ષાત થયા છો. પછી એ "પુરૂષ" થી આગળ કાંઇ નથી. તે "પરમગતિ" છે. તે પરમ પુરૂષ આપ મળ્યા. બીજું છોડી આપના પાદમાં અમે પડ્યાં તે આપનાથી માત્ર કામની તૃપ્તી થવા નહીં. તે થયાવિના તો અમારાથી જીવાય તેમજ નથી. બીજું કાંઇએ થાય તેમ નથી. પણ તેમાં જ અમારૂં ખરૂં જીવન છે. અમે એ રીતે એ રસ્તેથી આપનું દાસ્યત્વ શરૂ કરવા માગીએ છીએ. અમે તૃપ્ત થશું, પણ આપના કામમાં આવીને આપને ભોગ્ય થઇને. આપને તેની પરવા નથી.

આપ સ્વતઃ પુર્ણ છે. અમારા જેવી કે બીજા પુરૂષો જેવી આપની દેહ જ પ્રાકૃત નથી. વિશેષ છે પણ એ જ હેતુ છે કે અમને તેનું દાસ્યત્વ કરવાનું મન થાય છે. પણ તે કાંઇ જબરાઇથી કરાય! આપ ઠેરવાની જ ના પાડો છો, ત્યારે અમારે તો દાસ્યપણું સદા સર્વદાને સારૂ જોઇએ છીએ. આપના કહેવામાં ને અમારા ચાહવામાં આટલો બધો અંતર છે તે દૂર કરો. લક્ષ્મી જોઇને તદ્રત થવા કહેલ છે. તે જ રીતે, પવિત્ર પ્રેમને પવિત્ર સેવના અધિકારી થઇએ, નહીં કે પ્રજોત્પાદક કામને ચહીએ! વા તેવા ગંદા મલીન વિચાર-વાળાં પણ રહીયે!

'તે તમને હાલ નહીં મળે! તમને જેનાં દાસ ઠરાવ્યાં છે તેનાં રહો!" તે પણ તમારૂં જ દાસ્યત્વ છે, તેમનું નથી. ફળ તમે આપવાના છો, તે ક્યાંહી જશે. અમે ક્યાંહી જશું. તેમાં પણ આપ છો એમ જાણી તે તેની સેવાને આપની સેવા માનીને અમે કરનારાં છીએ એટલે પરંપરાએ આપનાં દાસી તો હતાં જ પણ જ્યારથી સાક્ષાતકાર થયો, માનો કે એવી પરોક્ષ સેવાના ફળમાં આપ પ્રત્યક્ષ મળ્યા, મળો છો તો બહુને, હીરણ્યને, દૂર્યોધનને પણ મળ્યા. અમે તો રળ્યાં, અમને મીષ્ટ લાગ્યા, આપમાં જે કાંઇ છે તેના કોટીમા અંશમાં જગત આખું સ્થિત છે. તેની નખ સીખ, એકજ પ્રકારે દીવ્ય આનંદમય જે મંગળમૂર્તિ અમે જોઇ, તે એવી અમે અનુભવી છે, કે તેમાં તલ્લીન. તદાકાર વૃત્તિ તે માટે ગાંડા થવાઇ જવાયું છે હવે નવું દાસ્યત્વ પગાર કે કરાર કરીને નથી મેળવવાનું. આપના રૂપનો સાક્ષાત-કાર થતાં, મનથી તેનો અનુભવ નયનદ્વારા કરતાં, એ પરિણામ એક તરફી તો આવી જ ગયું છે. તેઓ કહે છે—

**श्लोक**

**वीक्ष्यालकावृतमुखं तव कुंडलश्री गंडस्थलाधर सुधं हसितावलोकम् ।**
**दत्ताऽभयं च भुजदंडयुगं विलोक्य वक्षःश्रियैक रमणं च भवाम दास्यः ॥**

**छंद—अलकावृतमुख आपका भरी शोभा कुंडलकी गाल;**
**अधुर सुधा मीठी हासकों ओर तीरछी कटाक्ष रसाल,**
**अभयदा भुजदंड जोरीतिहारी, रमारमण हि सुवक्ष निहारी;**
**दासी भयी रही हैं सब नारी ( नित्य दासत्वकी चाहहै भारी. )**

**વિવેચન**—સાધારણ દૃષ્ટિથી જોતાં જણાય છે, કે ગોપીયો કહે છે–અમે તો તમારૂં અંગ જોઇ તમારી દાસીયો થઇ ગઇયો છીએ. ન કોઇએ અમને તેમ કરવા કહ્યું, ન અમે પણ પ્રથમ તેમ થવા ચહ્યું. પણ તમને અમે નિરખ્યા ને તેનું પરિણામ એ આવ્યું. ' તેવું થવું બીજે ઘડીભર ઠીક લાગે, પણ જનમભરનું દાસત્વ સ્વીકારવું, ને તેપણ એકાદિ કોઇ એવું કરે પણ બધીજ સન્નારીયોએ તેમ કર્યું, એથીજ ઠર્યું કે તે "આકાર" સાધારણ પુરૂષાકાર નથીજ. સહુનાજ પતિ રૂપાળા નહીં હોય, અથવા કોઇજ ગામમાં રૂપાળું નહીં હોય. અથવા કોઇનેજ મન ગમતો પતિ નહિ હોય એમ કેમ કહેવાય! છતાં ચ્હાવું થયું છે એ તેની વધુ વિશેષતા છે. તેમાં પણ ખાસ રહસ્ય જે **भवामदास्य** ના પહેલું "**वक्ष श्रीयैक रमणं**" એ પદ સૌથી છેલ્લું છે. ને તેજ અસાધારણ વાત છે. જે અહીં ગોપીયો પ્રખ્યાત કરે છે. શ્રીનેજ રમવાનું વક્ષસ્થળ, કોઇ દેવ રૂષી બ્રહ્મા શીવનું પણ

નથી થઇ શકતું. એટલે આ રૂપ સ્વર્ગ કે ઇન્દ્ર તો શું પણ તેના એક દિવસમાં ચૌદ ઇન્દ્ર બદલાય છે. એવા બ્રહ્માના પણ રૂપથી અતીવ વિશેષ, પરમ પુરૂષ પરબ્રહ્મ સકળ વેદાન્ત પ્રતિપાદ્ય; વેદપ્રદાતા, બ્રહ્માના પિતામહ, જગતના કારણ, નારાયણનુંજ છે. એમ તેમણે જોયું–અનુભવ થયો ને રૈયત તેથી દાસી થયાં છે. પરમાત્માના જ બધા આત્મા–દાસજ છે. ઇશ્વરની જીવ માત્ર છે જ, તે જગરાજાની સૌ પ્રજા તે સાચા સદાના સ્વાભાવિક સ્વામીના સૌ સેવક છે જ. પણ તે અનંત બ્રહ્મ કહેવાય છે. તે પાછો ક્ષીરસાગરમાં પ્રકટ થાય છે, તે દેવોને કદીજ જણાય છે, તેના વક્ષપર લક્ષ્મી છે. યોગીના અંતરમાં તે પ્રકટ થાય છે. તેના વક્ષપર લક્ષ્મી છે. અવતાર લેતાં ચતુર્ભુજ પ્રકટ થાય છે. તેના વક્ષપર લક્ષ્મી છે. તેની મૂર્તિ ( અર્ચા )માં ઉપાસના થાય છે. અર્ચારૂપે તે કદી કદી સ્વતઃ પ્રકટ થાય છે. તેના વક્ષપર લક્ષ્મી છે. ને તેજ આ શ્રીકૃષ્ન છે, એ રહસ્ય ગોપી જાણે છે. શ્રીનારાયણ તેજ શ્રીકૃષ્ન છે તેનું વક્ષ તે રમાનું રમણસ્થાન છે. એ પ્રમાણે હવે વિચાર કરો કે, જગત શોભાની સાર શ્રી પણ જેને સદાસારૂ પસંદ કરી છાતી છોડતીજ નથી. ત્યાં મોજ કરે છે, એવી કે બીજા કોઇને આવવાજ નથી દેતી, અથવા બીજે પોતે એ રીતે રમણ કરવા પતિપ્રેમ તજી જતીજ નથી. એ રીતે " **પક્રરમણ** " તેનો જેઓ સાક્ષાત નિરખે તે સાક્ષાત મળે, તેના પર લ્હાવો પ્રેમ કરે, પછી તેનાં દાસત્વ થવાનું કઇ સ્ત્રી વા પુરૂષને મન ન થાય ! અર્થાત્ સમજીલ્યો કે તેના જેવા સુંદર–મોહક ભોગ્યતમ તેજ " પુરૂષભૂષણ " કહીને દાસ્યત્વ માગ્યું. તે આ રીતે દાસીયો થઇ છે, માટે હવે તો તે સફળ થવા બેઉ તરફી તેનો અમલ થવા, ખરો સંબંધ જણાયો તે પૂરો થવા, ખોટો કામ ચલાઉ આવી પડેલો સંબંધ તોડાવા ચાહ્યું. ને તે પણ તેથીજ. પ્રભુ આનંદઘન, અનંત સર્વત્ર છે. તેની એક માત્રાથી જગત જીવે છે, એમ શ્રુતિ કહે છે. આખા જગતની ખૂબી એકઠી કરો તો મ્હારો કોટાનકોટીમો અંશ થાય. એમ ગીતાજીમાં પોતે કહે છે. તે અનંત આનંદ વિભૂતિવાન પોતે સાકાર થાય ત્યારે તે આકારમાં તે બધી ખૂબી તે જેટલી પોતામાં છે તે પ્રકટ કરે છે. કોને ? પાત્રોને. અથવા તેનો સ્વાદ કોણ લઇ શકે ? માત્ર જેની દૃષ્ટિ " વામદશા હોય દૃષ્ટાન્તમાં શ્રી હનુમાનજી, શ્રીરામસ્વામીપર મોહ્યા છે, શ્રી ભીષ્મ શ્રીકૃષ્ણપર ગીતા સાંભળી છેવટ સંજયે રૂપનાં સ્મરણનોજ આલ્હાદ અનુભવ્યો છે, એ પાત્રપણાને લઇને. એ બ્રહ્મરસની મૂર્તિ તેની અવયવની ખૂબી અનુત્તમ એના જેવી એજ છે. સાધારણ પ્રસંગોમાં પણ શ્રી ગોકુળમાં આ બાલવૃદ્ધ તો શ્રી કૃષ્ણચંદ્રને ન્હાય પણ ગાયો પણ ચાટે ને પુંઠે ફરે, કહ્યું કરે, તેનું કારણ ? તે શ્રી મથુરામાં પધાર્યા કે તેની વાંસે ગામ ગાંડું ! તે દ્વારકામાં રહ્યા તો એ એજ વાત ! ને હસ્તિનાપુરમાં પધાર્યા તો એજ ખ્યાત ! એજ કથા. રામરૂપે જનકપુરમાં પધાર્યા કે ગામ આખું નિરખવા ધાયું ને પોતાની દેહમાં પણ મોહે નહિ એવા જનકવિદેહીનું પણ હૈયું જોતાંજ લોભાયું ને અવધનું તો વન પણ તેના વિના સુકાયું ને તે પધાર્યા કે ખીલ્યું—

એ બધાનું કારણ ! તેને જે જે પાત્રોનું છે તેનાથી તેને ભોગવવા તે નિરખવા સાથેજ તેમાં ભળવા મળવા પોતાના દેહને જીવને ઇન્દ્રિયોને તેની સાથે એકમેક કરવા લોહ ને ચુંબકની પેઠે અસર થાય છેજ. તેમાં પણ જ્યારે તેણે ખાસ કૃપા કરીને પોતાની ખૂબી વધુ

ખોલી હોય ત્યારે તો પૂછવુંજ શું ! ! હાલ એજ પરમ પુરૂષની પ્રિયતમ મૂરતિનો પરમ ઉ-ત્તમ અનુભવ કરતીથકી ગોપીયો કહે છે—

**વીક્ષ**—જોઇને. શું શું જોવું ? પ્રથમ કહે છે. **અલક** સ્ત્રીઓને કેશપર બહુ પ્રેમ હોય છે. પુરૂષ કરતાં તે બક્ષીસ સ્ત્રીને વધારે હોય છે. આ સહુને સુંદર વેણી છતાં પ્રભુની "અલક" કંઇ ઓરજ ભાસી ! વાળ ઉપર વ્હાલ ઉભયું. નખથી શીખ નહિ પણ શીખથી શરૂ કરે છે. શીખાપરજ કુરબાન છે. તે શીખા પાછળની નહિ. આગળની ઝુલફ, શ્યામપર શ્યામ છતાં શોભાપ્રદ છે. એજ ઉભયની શ્યામતામાં તારતમ્ય છે. એ અલકાવળી વ-ળેલી છે. તેણેજ વૃત્તિને વાળી છે, સુધી ને કેવી બુદ્ધિવાળી કહી છે. તે બધી કેવી નમ્ર પ્રભુ પાસે બની ગઇ છે ! નહિ તો મહા "માનની" છે. પણ અલકની ઝલકજ ઓર છે. એક અંગનો નમુનો કહ્યો, ખાસ સંગ પણ નહિ ! ! છતાં તેપર બલિહાર છે. બીજો "કુંડળશ્રી" અલકપર ઝલક કુંડળની પડતી હતી તેથી કુંડળપર વૃત્તિ ગઇ. કુંડળની શ્રી શોભા માટે "શ્રી" શબ્દ વાપર્યો એથી વધુ મ્હોટું વિશેષણ શું લાવે ! કૃતિની દષ્ટિ શ્રુતિના ભૂષણપર ગઈ. તેમાં ખાસ કરીને એટલા માટે કે તે કપોળ ચૂમી રહ્યા હતા. પોતાના કરકીરણ તે-પર બહુ સંભાળથી ફેરવી પ્રકાશતાં હસતાં વિકસતાં મલપતાં લાગતાં હતાં. તેથી "ગંડસ્થળ" સાંભર્યાં પણ તેનાપર ચુંબન કરવાને પોતાના હોઠ તો ફીકા છે-પ્રાકૃત છે, પ્રભુના અધર છે. જે ચુંબન કરવા યોગ્ય વા તે કરે તો યોગ્ય છે તેજ ખરા અમૃત પુરીત છે. "અધરસુધા" છે. તેની ભૂખ છેજ, એતો કહીજ રહેલ છે. તે રૂપાળા પણ લાગે છેજ. તેની વધુ શો-ભા વળી તેનાપર પ્રવાલપર હીરાના પ્રકાશ પેઠે મુખ વિકાસથી, દંતપંકિતથી ઝળકતી "હાસ" હસિત તે સુવાસ પ્રયુકતજ છે. એટલે રૂપ રસ ગંધ બધુંજ એકત્રીત. તેજ પરમ ભોગ્ય તેમાં યોગ્ય થવાને "અવલોકન" એ ખેંચાણ કંઇક અદ્દભુત છે ! દષ્ટિની અમૃત વૃષ્ટીથીજ સૃષ્ટી છે. તેના સાક્ષાત ઇક્ષણનો અનુભવ ! જે પુંડરીકાક્ષનું સ્મરણ પાવન કરે તેનું ઇક્ષિણ તેમાંથી નીકળતાં કીરણ ઝરણ પ્રસરણ જેનાપર પડે જેને અડે, તેનાપર તે શું ન અસર કરે ! ઉપર તો ઠીક પણ સારડીની પેઠે ભીતર પેસી "કાળજડાં કોરે છે" એમ અનુભવી ઉચરે છે. મનના મેલ ટાળે છે, ચિતની ચિન્તાને હારે છે ત્યાં સુધી તેની અસર પહોંચે છે. આ સહુ શોભાવાળું ઉત્તમાંગ મુખકમળ—જોતાંજ તન કેમ કહ્યું કરે ! મન કેમ વાર્યું રહે ! ભેટવાનું જ મન થાય, એના ભૂજજ ખરા છે. જેનો આશ્રય અભયદા ને સુખદા ઉભય પ્રકાર મંગળકર ઇષ્ટ છે. શૃંગાર ને વીર ઉભય રસનાં સ્થાન તે છે. ભુજદંડ જોડી અભય દેનાર છે. તેજ હાથે વગર શસ્ત્રે વૃજમાં કેટલાં પરાક્રમ કર્યાં છે. એ તમામ નજરે જોયાં છે. તેનાં થાય તેમાં ભરાય તે અ-ભય સદા કહેવાય ! તેનો આશ્રય સદૈવ લેનાર તો "**વક્ષઃ શ્રૈયૈકરમણં**" કરીને કહે છે, કે સં-પૂર્ણ સભાગી સાક્ષાત્ શ્રી છે. અહા ! ભૂજથી રક્ષા માત્ર નથી કરતા પણ ઉરપર વાસ આ-પે છે. સ્વાશ્રીત એટલા પ્રિય છે તેમાં પણ પતિ ભાવથી ચાહે તેની રતિની એટલી કદર કરનાર છે એ જાણ્યું કે તુરત એ વચનજ કહી દાસત્વ સ્વીકારી લીધું. અમારે ચાહવા-યોગ્ય ને અમને સ્વીકારશે પણ ખરાજ. **શ્રી**પાસે રહે છે, એટલે છેવટ તેની સહાય લેશું. કયાં સ્વામીની થવું છે ? દાસત્વ કરવું છે ? તે દંપતિનું શું કરશું. બીજાનાં પ્યારાં જાણ્યા છતાં, દાસત્વ સ્વીકાર્યું તે દ્વેષ કેમ લાવે ! દ્વેષ હોય તો આટલી બધી સાથે સંપીને એકજ મુખે વિ-નતિ કરે ? એક ચિત રહે ! સૌની નેતા, સ્ત્રી જાતિની અધિકારીની વગ ભારી છે એમ જાણીને

શરણ ગયાં, દાસ થયાં તે ગમે તેવાં અપરાધી હો તોપણ ઉગરી ગયાં. જયંત કાગનું દષ્ટાંત પ્રસિદ્ધ છે. અથવા શ્રીપતિજ તમે છો, એમ સર્વેશ્વર જાણ્યા એટલે જેનાં સ્વરૂપસિદ્ધ દાસ છીએ તેનાં થયાં. નવું કાંઇ નથી કર્યું ને ભૂલથી વા ભ્રમથી કર્મથી, વા બંધનથી. બીજાનું દાસ્યત્વ આવેલ કહ્યું. ને તે તેની સમક્ષમાં તેને પ્રત્યક્ષ અનુભવ્યા પુછે; એટલે હવે તેમાં પડદો રહ્યોજ નથી. ધ્રુવને તપના બદલામાં પ્રત્યક્ષ થયા. આમને તો પૂર્વ જન્મનાંજ પુણ્ય ફળ્યાં છે. તે માત્ર પ્રત્યક્ષ નથી થયા, પણ પોતેજ પોતાની તરફ પોતાની આકૃતિથીજ નહીં પણ દીવ્ય કૃતિથી પણ એવી બુદ્ધિ કરી દીધી છે કે જેવી શુદ્ધી બીજા કોટી ઉપાયથી ન થાય. પ્રભુબળ, તેમાં પણ રૂપબળ ઉપરાંત દીવ્ય ચરિત્રબળ સકળ વૃજપર વાપર્યું છે, એ પ્રસાદ લેવા માટે તો ત્યાં તરૂ ગુલ્મલતા પશુ સૌજ અવતારી થયાં છે, એ આનંદ લેવાને દેવો અંતરિક્ષમાં આવી ઉભા રહેતા ને આનંદ લેતા ને મનથી કહેતા રહ્યા છે, કે અમે વૃજમાં આ વેળા અવતાર કયાં ન લીધો ? જેમણે લીધો તેમણે જન્મ સફળ કીધો છે. એવું પ્રભુ ત્યાં શું કરતા હતા ? તે ગોપીયો જ કહે છે. કારણ તેમના અનુભવની વાત છે. ગીતાનું ચરિત્ર દીવ્ય દર્શન સંજયજ કહે તે યોગ્ય જણાય જેને દીવ્ય દષ્ટિ છે. તેથીજ ગોપીઓએ જે દીવ્ય કરણોથી દીવ્ય કર્મનો અનુભવ લીધો છે તે કહે છે. તેઓ પોતાના દાસત્વમાં હેતુ પણ બતાવે છે. તે કેટલો દ્દઢ ભાવ ને કેવા પ્રબળ હેતુથી થયો છે, કોણે કર્યો છે, તે સૂચવે છે. ને તે કથનદ્વારા પ્રભુપર ભાર ધરે છે કે આપનું કર્યું આપે વેઠવું. આપે આદર્યું તે પાર મૂકવું ઉચિત છે. આપની શક્તિ આગળ અમે કોણ ? આપની કૃતિની અસરને પેટે અમે નહી કરી શકીયે ! બેશક અમે તેમાં મન પરોવ્યું તેથી થઇ ! "**मन्मनाभव**" થાય તેજ સંસાર તરે, પ્રભુને વરે, પણ તે હવે પાર પડવું જોઇએ ના ? એમાં અમે કાંઇ વિશેષ અથવા એવી ભૂલ નથી કરી કે જેને માટે અમને ઠપકો કે શાબાશી ઘટે ! જે છે તે આપથી, આપની આકૃતિ કૃતિનું પરિણામ છે એમ પાછું. અકર્તૃત્વાનુસંધાન, શેષત્વ પણ પારતંત્ર્યપૂર્વક પ્રભુનીજ વડાઇ પર વાત લાવે છે. એજ માંહે કરામાત છે. હાલ પ્રેમની પરાકાષ્ટા છે. પ્રભુની પ્રભુતા જાળવવા, વખાણવા, સમજવાની ખરી ખૂબી છે. કશી જીવની પોતાની પ્રભુતા છેજ નહીં એ વ્યંગ પણ છે તેજ કહે છે.

**શ્લોક**

**का स्त्र्यङ्ग ते कल पदामृत वेणुगीत संमोहिताऽऽर्य चारितान्न चलेत्त्रिलोक्याम् ॥**
**त्रैलोक्य सौभगमिदं च निरीक्ष्य रूपं यद्गो द्विजद्रुममृगाः पुलकान्यबिभ्रन् ॥**

**भावार्थ—छंद—नारी सदाचारी कोइभी नहि एसी त्रिलोकमें होहि;**
**जो तवफल पद मूर्छना सुननते गई नहि मोहि;**
**त्रैलोक्य सौभगरूपभी एसा अंग ( निरखतेहि मनहर वेशा )**
**गौद्वीजद्रुम अरुमृग सोभी होत रोमांच नहि जनतोभी. बोल उठो०**

**વિવેચન**—ભગવાન એક અતિ વિલક્ષણ વસ્તુ છે. તેનું બધુંજ વિલક્ષણ છે. જગતમાં સૌથી ચઢીયાતું છે. જગતમાં બધું બધાનું એનાથી છે. કહી ગયા કે એના કોટી અંશથી છે. એટલે એનું કોટીગણું ચઢીયાતું હોય જ પણ તે જ્યારે પોતે બીજાને બતાવવા ચાહે ત્યારે, ને તેટલું તેવું બીજા તે જોઇ શકે છે એનું જાણવું માગવું એની કૃપા આધીન છે.

સર્વત્ર સર્વેશ્વર છે પણ ક્યાંહી દેખાયો! પકડાયો! અનુભવાયો! તે તો તે કૃપા કરે ત્યારે. ત્યાં તેનેજ તેટલો તેવો. કાંઇ પવન જેવો નથી કે પંખો હલાવ્યો કે લાગે! પ્રકટવામાં પણ જ્યારે રૂપ તે ધરે ત્યારે. તે રૂપ પણ પોતાનાં વ્હાલાંનું વ્હાલ વધારવા ધરે. ને તેમાંથી પણ પાછા ઓર મનોવેધક ગુણ પ્રકટ કરે, ત્યાં પછી શું ખામી રહે! ગોપીયો કહે "આપ સતિપણાની વાત કહો છો, પતિના ધર્મ શીખવો છો, અન્ય પુરૂષમાં દૃષ્ટિ કુલ સ્ત્રીએ ન કરવા કહો છો. તે બેશક બીજા બધાજ પુરૂષોના પ્રસંગમાં બની શકે, પણ આપના પ્રસંગમાં તે પણ આ રૂપ, ને આ ગાનના પ્રસંગમાં આવ્યા પછી તો તે ઉપદેશ નકામોજ છે! વાસ્તવિકમાં પણ પતિસેવાનું ફળ પ્રભુપ્રાપ્તી છે. પણ માનો કે તેમ ન હોય, તે વિચારે ન હોય, આપને તેવા ન જાણનાર હો, તોપણ આપની કળ પદની મૂર્છના વાળી તાન જ્યાં ઊડે છે, કે બસ અદ્‌ભૂત અસર દસે દીશ થાય છે! જગતમાં ભલે વખણાય, પણ આપની બંસીના નાદ આલ્હાદ આગળ એ બધાના દાડ બરબાદ છે. પુરૂષોની તો પુરૂષો જાણે પણ જેનાં હૃદય કોમળ ને આર્યસ્ત્રી એટલે પ્રેમાળ શુદ્ધમતિ, રસિક છે, મર્મજ્ઞ છે, તે તો પછી ત્રણ લોકમાં કોઇ પણ જાતની હો, ચાહે દેવ સ્ત્રી વા રૂષી, સ્ત્રી, ઇતરનું તો કહેવુંજ શું? પણ જ્યાં આપની તાન સાંભળી કે આપમાંજ પ્રેમ-મોહ કરે, તેને સદ્ય કામ ઉઠેજ. તે આપની પુઠેજ જામે. જે જે અંગ છે તેમાં ગુણ છે તેનું ખેંચાણ કરનાર અસુર છેજ. એ વાત બહુવાર સિદ્ધ થઇ છે. દેવ સ્ત્રીયો વિમાનમાં બેસી આવી, દેવો પાસે છતાં, પ્રભુમાં લુબ્ધ ભાન ભૂલી થઇ ગઇ. તે ગોપીયોએ નજરે જોયું છે, એટલે આ કહેવું અનુમાન નથી, અનુભવ સિદ્ધ છે. તેનું પ્રભુને સ્મરણ કરાવે છે. કે માનો કે યદિ અમે ભૂલ કરી પતિની મર્યાદા પરહરી; પણ તેમજ સૌને માટે થવાનું. આપના ગાનની ખામી ગણો કે ખુબી ગણો પણ એ પરિણામ આવવાનુંજ. અર્થાત્ અમે કોઇ રીતે ઠપકાને પાત્ર છઇએજ નહીં. તેમાં પણ તે ગાનથી ખેંચાય એટલે આપમાં જ વૃત્તિ એકાકાર થાય. તેથી આપનુંજ રૂપ દેખાય. તેની પ્રત્યક્ષ તલ્લીનતા થાય!! તે રૂપ પાછું ત્રિલોકની શોભાના સારભૂત છે. એટલે રૂપાળાંને ને કદરૂપાળાંને, રૂપતો ગમે જ તે પુરૂષાકારનું! જે વેળા કામ વ્યાપ્યો તે વેળા તેને કદી ક્યાંહી ન જણાયું હોય એવું, ને તેણે એવી કળા કરી છે કે વૃત્તિ પણ એકાકાર તેમાંજ થઇ ગઇ હોય તે વેળા કે જ્યારે નીતિ કે કુલ મર્યાદાનું શું બીજું કશુંજ ભાન ન રહે (તે તો નાદથીજ હરાઇ ગયું હોય) પછી આપમાંજ ભોગનું મન થાય એજ વાસ્તવિક છે. એવું ન બને એજ અસંભવિત છે, કારણ માત્ર સ્વરથીજ પંખી વૃક્ષ મૃગ પણ ઠરી જઈ રોમાંચવાળા થઇ જાય છે. તો પછી માણસ દેવ તેમાં પણ સ્ત્રીયો તે પણ રૂપને એક વૃત્તિથી નિરખે પછી કેમ રહી શકે? ને તે ત્રિલોક સુંદર મૂર્તિ જોયા છતાં! અર્થાત એ વાત હવે હાથમાંજ નથી કે બીજું ચાહીએ. બીજું ખાઇએ બીજે જોઇએ. હાલતો એજ ચાહીયે છીયે કે, ચોખ્ખા શબ્દોમાં હવે સ્પષ્ટતમ કહી દે છે. વખત જાય છે તેમ મર્યાદા તૂટે છે, નીરખે તેમ પ્રેમ વધુ ઉઠે છે. નથી રહેવાતું બોલાઇ જવાયું—

**શ્લોક**

**व्यक्तं भवान्व्रज भयार्तिहरोऽभिजातो देवो यथाऽऽदिपुरुषः सुरलोक गोप्ता ।**
**तन्नो निधेहि करपंकज मार्त्तबंधो तप्तस्तनेषु च शिरःसु च किंकरीणाम् ॥**

भावार्थ-छंद-आदी पुरूष सुरलोकके देव रक्षण कारी जथाहि,
व्रज भय आर्त्ति हरनकों तुम प्रकट भये हो तथाहिः
वातें आरत बंधु हमारे श्रीकर पंकज आपके प्यारे,
धारोतूमस्तनोपरशीरपर, किंकरीयो कियेहिहैकरगर. बोली वो व्रजनारी.

**વિવેચન**—આપ પરાર્થેજ છો. બીજા સકામી જ્યારે ચાહે ત્યારે પ્રકટ થાઓ છો. જગત રચ્યું ત્યારથી તે રહે ત્યાં સુધી તે સારૂ આદી પુરૂષ **શ્રીમન્નારાયણ** ક્ષીરસાગરમાં બિરાજીત રહો છો તે કેવળ દેવોનું રક્ષણ કરવા એટલે તેમને કષ્ટ પડે ને તેમનાથી ન ટળે, અથવા તેમને ઇષ્ટનું મન થાય ને તે બીજી રીતે ન મળે ત્યારે આપને કહે ચહે કરગરેથી આપ તેમની તે આશાઓ ખાસ અવતારરૂપ, ધરી પ્રકટીને તેમનાં મન પૂરાં કરો છો. તે બધા કામી છે, તેમની કામનાઓને પૂરવા માટે આપ સાકાર રહો છો–થાઓ છો, તેજ રીતે વ્રજનો વારો પણ આવ્યો છે. પ્રભુને બધાં લોક ને બધી પ્રજા પોતાની છે. બધાની યથાયોગ્ય ખબર જાતે પણ લીધાં કરે છે. ભૂમિભાર ઉતારવાની વાત તો મ્હોટી. પણ મથુરામાં પ્રકટયા છતાં, ચતુર્ભુજ રહ્યા છતાં વ્રજની રજ ખાવા દ્વીભૂજ બાળ થઇ પધાર્યા ને તેમાં જ્યારે ભય આર્તિ જણાઈ કે આપ એજરૂપ ને એજ બે કરથી સ્હાયી થયા. કોઈ આયુધનો પણ ખપ પાડયો નથી. અમલોકનાં કષ્ટ ટાળવા ભય આર્તિ હરવાજ આપ અમારામાં વ્યક્ત થયા છો. અર્થાત્ અવ્યકત તો સર્વમાં સદા છોજ. તો જે હેતુથી વ્યક્ત થયા છો, તે હેતુ પાર પાડવામાં અમેજ રહી જઇએ છીએ. વ્રજમાં બીજાનાં કષ્ટ ગયાં પણ અમારી આર્તિ બની છે. અમને કેટલું કષ્ટ છે, કેટલો તાપ છે, એની ખાતરી કરો એટલે બસ. અમે મોયેજ કહીયે છીયે કે દેહુથી પણ સહીયે છીયે ? તે આપને સમજાશે એટલે તો આપ આર્ત્તના બંધુ છો. ખરાં આર્ત છીયે કે નહિ ? તેની ખાતરી અમારૂં ભીતર જોયે જાણો પણ ભીતર તો પછી હાલ ઉપરજ તપાસો. આપના કરપંકજથી ખાતરી કરો કે ભીતરની આંચ બહાર સ્તનના ટેકરાને તેની ટોચો સુધી કેટલી ભભકી રહી છે ! વળી આખા અંગને લઈ છેક માથા સુધી ખાતરી કરો. ત્યાં પણ હસ્તકમળ અડાડો. બસ આપ તનમન તપાસો આપને ખાતરી થઇ કે અમારૂં કામ થયું. કારણ કરપંકજ છે તે કમળ છે. આ દાહની શાન્તિનો ઉપાય એનોજ સ્પર્શ છે તે થયો કે દાહ ગયોજ જાણીએ છીએ.

હાથમાં કરામાત અપૂર્વ છે, પાદથી મુઆ પરિક્ષીતને પાદથી સજીવન કર્યો તો પછી કરનું તો કહેવુંજ શું ? **ભી**ષ્મપિતા પ્રારબ્ધ શેષથી છેવટ ગભરાયા ને તે વેળા કરકમળ અંગપર ફેરવ્યો કે તે બાણશૈયાપર છતાં કુસુમ શૈયાપર હોય એમ અનુભવ કરવા લાગ્યા. એજ કર છે. તે તો મ્હોટાની મ્હોટી વાતો છે તે પછવાડે પાર પાડશે. હાલ આ દુઃખી દીનોપર દયા કરે તો કરપંકજનું મહાત્મ્ય અપૂર્વ છેજ. આર્તિને ભય બેઉં હરવાને વ્રજમાં બે કર જ બસ થયા છે. અમારા ઉરપર હાથ મુકવાથી આત્મા સુધી તેની અસર પહોંચેથી મનને આત્મા શાન્ત શુચિ થઇ જશે. એટલે આર્તિ દૂર થશે. શીરપર બ્રહ્મરંધ્ર છે તેપર હાથ મુકેથી અભયતા થશે. બલીના શીરપર પાદ મુકે ન્યાલ થયો, તો આતો સાક્ષાત શ્રી કરકમળ છે. તેનો ઝમકાર ગ્રહણ કરવાનો તો અમારો લાગ નથી. તેતો અમે ખોયો છે. તો હાલ અમારાં બીજાં અંગને તો એથી સ્પર્શ કરો ? બે કરને બે આસન આપીયે છીએ, ઉરપર રાખીયે છીયે, મસ્તક નમાવીયે, ને વાણીથી તો કહીયે છીયેજ.

## रासारंभ.

અર્થાત્ અકરણથી પ્રાર્થના ને મનોરથ છે. કોનો ? " કીંકરીઓનો " અમે જે કહો તે કરીએ પણ ક્યારે ! તાપથી બળતી ઠરીએ ત્યારે, તે એકવાર ઠારો. દાસીપણાનો હકજ સ્થાપન કરે છે તે થવો—થવા અમારૂં તન મન શીર્ષ ને ઊર અર્પણ કરીએ છીએ-ધરીએ છીએ. કોઇ જાતની પણ ભીતિ કે લાભ એ વિષયમાં રાખતાં નથી, સમજતાં નથી. કેમ સમજીએ ? આપ માટે જ છીએ—કીંકર જ છીએ. બીજે સોંપ્યાં તેથી કાંઇ આ-પનાં મટી જઇએ !—

**इति विक्लवितस्तासां श्रुत्वा योगेश्वरेश्वरः ।**
**प्रहस्य सदयं गोपी रात्मारामोऽप्यरीरमत् ॥**

**भावार्थ छंद—सुनकर उनकी एसी करगर, वो योगेश्वर के भी ईश्वर;**
**सदया हसी गोपीनतें ता समे, है आत्माराम खुद तोहु रमे.**

**વિવેચન**—શુકદેવજી મહારાજ કહે છે કે ગોપીઓની કરગર અહીં પુરી થાય છે. " ઇતિ " કરગર તે " **विक्लवितं** " જેમ અર્જુન આંખમાં આંસુને ખેદ પામતા શરણ થયા ત્યારે પ્રભુ " **प्रहसन्निव** " એમ બોલ્યા, તેમ આહી **प्रहस्य** બધી પ્રકાર હસીને એટલે કે તેમનું કહેવું સાંભળી પ્રસન્ન થઇને, તેમની અરજી મંજુર થઇ એમ સદ્ય બતા-વતા થકા છેવટ " રમ્યા " ( યદ્યપિ પોતે " આત્મારામ " છે તોપણ " દયાને લઇને " રમ્યા " યોગીયોના ઇશ્વરના ઇશ્વર છે " ને રમ્યા એમ ગોપીથી શ્રીકૃષ્ણે લીલા કરી એમ બતાવ્યું છે ત્યાં શી જાતની લીલા તે આગળ પાંચે અધ્યાયમાં વર્ણવ્યું છે. તેમની સાથે નાચ્યા, ગાયું, સંતાઇ ગયા. પ્રકટ થયા, સાથે એકાસનપર બેઠા, રમ્યા, શ્રમિત થયા, જળ ક્રીડા કરીને તે છેક પાછલી રાત થોડી રહી ત્યાં સુધી. શૃંગારના હાવભાવ તમામ તેમાં વર-ણ્યા છે પણ માત્ર વ્યભિચાર એક વાત છે, ચોરીની રીતે પશુ જેવો વ્યાપાર તેતો છે. ને ગાવું, બજાવવું, ભેટવું નાચવું, ન્હાવું, વાર્તાલાપ કરવા એ બીજી વાત છે, છુપ્યું કરવું એક વાત છે ને દેવ ગાંધર્વ આકાશમાં બેઠા જુવે ને વ્રજ વનિતાનાં ભાગ્ય વખાણે ને એ રીતે તેમની સાથે પ્રભુ રમે એ બીજી વાત છે. એક પુરૂષ ને એક સ્ત્રી એકવાત છે, ને જેટલી ગોપી તેટલા તેવડા તેથી પણ કંઇક ઉંચા તેના ખભાપર ગોપી થાકે ત્યારે ગરદન મુકે એ-વડા થઇ પ્રત્યેક સાથે પ્રથમ બે વચમાં એક, ને પછી વળી એક સાથે એક રૂપે એમ અનેક થાવું એ વિશેષ વાત છે. અને તેથીજ માણસની વાત મર્યાદાતો નથીજ રહી. એટલે ગોપીઓ માણસ દેહે માણસથી સંગ કર્યો, પતિ છોડી બીજો મનુષ્ય પતિ કર્યો એ વાતતો હકિકતમાંએ ન ઠરી. પોતાને પતિ છતાં, પતિની સમક્ષ દેવને પતિ કહેનારી કેટલી સન્નારીયો છે ! ને શું તે વાચિક વ્યભિચારી છે ! દેવો પણ લાલચ માટે કામ કરે તો રાગદ્વેષને લઇને ફળના ભાગી થાય, પણ કેવળ દયાથી કાંઈ કરે તો ઈના મના જ અધિકારી—સર્વેશ્વર તો આતો તેને ઇનામ કોણ આપે ? શું આપે ! તે પોતે જ યોગેશ્વરના ઈશ્વર છે. ' યોગ ' એટલે ઐશ્વર્ય સામર્થ્ય તેના ઈશ્વર દેવો ને સિધ્ધોને તેણે બતાવ્યા છે. તેઓ પોતાની સત્તાથી અનેક રૂપ ધરે છે, અનેકનાં

અભિષ્ટ પૂરાં કરે છે. કુંતીમાતાને દેવે પુત્ર દીધા છતાં ન પાંડવ, ન કરણ વ્યભિ-ચારના પુત્ર ગણાયા, ન તેને સતિ વિના બીજું કોઇ કહી શકયાં! એ જ વાત **વ્યાસ**જીના પુત્ર, **પાંડુ** ધૃતરાષ્ટ્ર તે **વિદુર**જીની છે. યોગના ઇશ્વર અસાધારણ શક્તિથી વિહાર કરે તેમાં દોષ નથી આવતો ને ફળ પ્રાપ્ત થાય છે. તેમાં તો કામ તૃપ્તી માત્ર નહીં. વીર્ય ધારણ ને પુત્રપ્રાપ્તી સુધાં થાય છે, છતાં તે મહા મંગળકારી ને મંગળપુરૂષ ગણાયા છે, તો આતો તેના પણ ઇશ્વર છે. તેની વિશેષતા એ છે, કે તેને વીર્ય સ્ખલન થયું જ નહીં. એવા ચોખ્ખા શબ્દો આ પ્રસંગમાં શુકદેવજીએ ખાસ કહ્યા છે એટલેથી બસ નથી. ગોપીયો જે સાહસ કરીને બધાને તજીને આવેલ તે માટે તેમને લેશ ખમવું પણ પડયું નથી કારણ તેજ યોગના ઇશ્વરના સામર્થ્યથી તેમના પતિયોએ પોતાની પાસેજ પોતપોતાની પ્રિયાઓ છે એમજ મા-ન્યું. તેમને એવોજ અનુભવ થયો એટલે ખુદ પતિની ફરીયાદ નથી ત્યાં બીજાની બકબક શું કામની? તેમને ફરીયાદ કરવા કારણે મળ્યું નથી ત્યાં કયાં વ્યભિચાર! દેવકીના પુત્ર તો એક ને ગોપી સેંકડો તે બધીથી કયાં દેવકીના પુત્ર રમ્યા! ગોપીનાં એકેક રૂપ છતાં તેમના પતિ પાસે બીજી તેવીજ તેવડી જ ગોપીયો રાતભર તેમને જણાઈ તે કહ્યું? એટલે જે પતિ, જેનો અપરાધ, જેનાથી કરાર તેણે તો તેવો અનુભવજ ન કર્યો કે પોતાની સ્ત્રી પોતાની પાસેથી ગઈ તેણીએ સેવા છોડીને મર્યાદા તોડી, પછી અપરાધ બન્યોજ શી રીતે? ને કોનો? કહી ગયા કે પ્રભુને વિર્ય સ્ખલનજ નથી થયું. તેમ તે દેવકીના પુત્ર એકજ નહોતા, પછી કૃષ્નેજ વ્યભિચાર કર્યો શી રીતે ને બધીની સાથે કેમ? એ વાત અલૌકિક છે. દેવના દેવની છે. તેમાં અનેક હેતુ છે. એક તો અસાધારણ સામર્થ્ય, જેથી લોક મર્યાદા નિયમનો ભંગ ન થયો એ બીજું "દયા" જેથી પોતે કેવળ પરાર્થજ કૃત્ય, પોતે તો "**आत्मारामोऽप्यरीरमत्**" "આત્મારામ" પૂર્ણકામ સ્વતઃ સ્વસ્વરૂપથી રમરણ કરતા છતાં પણ રમ્યા તે "સદયા" પરાર્થજ કૃતિ છે તે પાછી કોને માટે? જેનું અ્હાવું જ્ઞાન પ્રભુ પ્રત્યે અ્હાવી પી-છાણ અ્હાવો પ્રેમ છે, અ્હાવી અભિલાષા માટેજ પૂર્વ જન્મથી અદ્યાપી જેની અ્હાવી લગની, ઉપાસના છે. તેમને માટે કેવી વિચિત્ર—દૈવી—અલૌકિક જે રીતે તે પૂર્ણ કરી એ હાલજ કહી ગયા, ને છેવટ કહીએ છીયે, કે કોઈ પણ સ્ત્રીયોને આટલા જ્ઞાન પછી અ્હાવો સંસારમાં વૈરાગ્ય ને પ્રભુમાં રાગ તેમને પાછા પ્રભુ પ્રત્યક્ષ ને તેની સેવામાં તે દક્ષ રહેવા અ્હાવી આતુર હોયતો તે દેવીયોની દેવી છે. દેવીયો આકાશમાં રહી તેમની ગતિ માગે છે. તેમના ભાગ્યને વખાણે છે, તેને વ્યભિચારણી—જારણી કહે ને તેને લઇને પ્રભુને જાર—ધર્મને હરકત કરનાર કહે તેણે આ બધા વિચાર આ બધી હકિકત સાચી માની પોતાના વિચાર સાથ, મેળવવા. કારણ ગોપીયો ત્યારથી અદ્યાપિ ધન્ય ગણાઇ છે જ તેને ન કોઈ દેવે ન રૂષિયે ન તે કાળે, ન તે પછી નિંદી છે. સૌએ વંદી છે. **વ્યાસ, નારદ, શુક** આદિ મહર્ષી ને **તુકા, મીરાં, નરસહી** આદિ મહા સંત પ્રમાણીકોએ સુધાં તેને પુજ્ય ગણી છે. ઉદ્ધવજી જેવાએ તો તેમને પદે વંદન કર્યું છે. કારણ તેમનો પરબ્રહ્મમાં જે પ્રેમ જે તદાકાર વૃત્તિ તે માટે જ પોતાનું તન-મન ધન જીવન એ સર્વ સર્વથા, સર્વદા અનુકરણીય છે—અનુસરણીય છે. બેશક એ પ્રેમથી તેમને સંસાર લુખો લાગ્યો હતો પણ તેમણે તે ત્યાગ્યો હતો એમ કયાંહી કહ્યું નથી તેમણે પતિ પુત્ર ગૃહકાર્ય જીવતાં સુધી બહુજ સારી રીતે કર્યા છે. પ્રભુ શિવાય કોઇના પ્ર-સંગમાં તેમના વિશે કાંઇજ નથી કહેવાયું. ને પ્રભુના રૂપ સ્વરૂપ ગુણ શક્તિ ચારિત્રની તો

તેમને સદા સમાધીજ રહેતી હતી તે કાંઈ માત્ર કૃષ્ણ સમજીને નહીં. દ્રષ્ટાન્તમાં "વામનદગ" વાલીને દગોદેનારા આદિ પણ પોતાના પ્રિયતમ તેજ કહ્યા. છે સર્વ વ્યાપક ને જગત રક્ષક સર્વેશ્વર અનંતવિભુ તેને જ લખ્યા છે. અને ખરેખર તે એવડા મોટા હોઇને "તમે ભલે આવ્યા" તમારૂં પ્રિય કરૂં "તેમ કહો, એમ વચન દે ને તે પ્રમાણે પછી જ્યારે તે માગે ત્યારે કરેજ એથી તો તેની "સર્વાભિષ્ટફળપ્રદ" ખ્યાત સિદ્ધ થાય છે. ચારે પુરૂષાર્થ પ્રભુથી પ્રાપ્ત થાય. કહેવાય છે તો કામ શા માટે નહીં? ધર્મ અર્થ કે કામ જે ખુદ પ્રભુ દે છે તે પાછા મોક્ષનાજ હેતુ ભૂત થાય છે, બીજે તો નર્કના હેતુ પણ થાય. પરંતુ ધ્રુવને અર્થ, ગોપીને કામ દીધા, તે અંતે તર્યા, ઉત્તરોત્તર ચઢયાં. તેમજ ગોપીના પ્રેમથી પરાકાષ્ટા છે. પૂર્વ જન્મના પુણ્યાત્મા ને પછીના જન્મમાં તો મુક્તાત્મા છે.

આ પ્રસંગમાંજ જ્યારે પ્રભુ અંતરધ્યાન થયા—ત્યારે પ્રથમતો લૌકિક રીતે તેમને સૌએ મળી સોધ્યા પણ જ્યારે નજ જડયા ત્યારે સૌએ મળી એક ઠેકાણે બેસીને સ્તુતિ-કરી, તેમાંના એજ શ્લોક ઉપરથી તેમને કૃષ્ણચંદ્રે પોતાના કાન્ત વિશેનું જ્ઞાન કેવું હતુંતે પૂર્વ જન્મને તો રહેવા દો, આ અવતારમાંજ આ દેહનાજ અનુભવ ઉપરથી તેણીઓએ જણાવ્યું છે—

**विषजलाप्ययात् व्यालराक्षसात्, वर्षमारुताद्वैद्युतानलात् ।**
**वृषमयात्मजात् विश्वतोभयादृषभ ते वयं रक्षिता मुहुः ॥**

અર્થ—વિષમય જળથી, સર્પ રાક્ષસથી, વર્ષામારૂતથી. વીજળીથી આગથી વૃષા સુરથી મય પુત્ર વ્યોમાસુરથી અને બધાજ ભયથી હે લાલ ! અમારે આપે વારંવાર રક્ષણ કર્યું છે.

શ્રીમત ભાગવત દશમસ્કંધ ઉપરથીજ શ્રીકૃષ્ણ હતા જેમણે ગોપીયોથી વિહાર કર્યો હતો એ હકિકત મળે છે, ને તે પરથીજ જાણી શંકાઓ કરનારા પૂછે છે તેમણે તે પ્રકરણ આગળ પાછળના પ્રસંગ જાણીને પછી વિચારવું જોઇએ. ગોપસુત ને ગોપી વચમાં ગડબડ થઇ એટલીજ વાત જાણવાથી અટકવું નહીં તે ગોપસુત કોણ હતો ? તેણે તેના આ કૃત્ય પહેલાં શું શું કર્યું હતું ? એ વિશે એજ ગ્રંથમાં શું શું લખ્યું છે તે જુવો તો જણાશે કે કેવડો કાલી ! તેણે કેવી શ્રીયમુના મહારાણીને દુષિત કરી હતી ! તેના જળપાનથી કેટલા ગ્વાલ વત્સ મરણ પામ્યા ? ને બીજાં બધાં સદા ભયમાં રહેતાં તે કાળીયને કેવી રીતે શીક્ષા કરી, સુધારીને રમણિક દ્વીપમાં મોકલ્યો. ને શ્રી ગરૂડજીથી પણ અભય કર્યો ! અર્થાત ગરૂડગામી શ્રીમન્નારાયણજ આ શ્રીકૃષ્ણ છે એમ તેમણે નાગણીયોથી પુજાઇ પધારતા પ્રભુને નજરે જોઇ નક્કી કર્યું છે. તે પુંઠે અઘાસુર કેવડો ને તેના મુખમાં ગ્વાલ વત્સ ખામુંખાં-કુદી પડયા તેને કેવી રીતે મારી સુધારીને તેના આત્માને પોતે પરમાત્મામાં લીન કર્યો ને તેથી દેવો પણ ચકિત થઈ ગયા. ખાસ બ્રહ્મા તેથી મોહિત થઈ ગયા, ઉપરથી બધાં ગ્વાલ વત્સને ચોરવાનો પ્રસંગ આવ્યો એ કથા પણ તેમને સુવિદિત થઈ છે. એટલે બ્રહ્માપણ તેના પદમાં પડે છે તે આ તેમનો કાન છે, ઈહાં સુધી તેમને ત્યાંજ સમજાઇ ગયું છે, ને એવા પાપીને પણ મુક્તિ દેનારા છે. એ પણ એમના ઊરમાં લખાઇ ગયું છે. કાલી ને અઘાસુરે શત્રુ છતાં એના સંબંધથી શુદ્ધ થયા એ પ્રત્યક્ષ છે તો ગોપીયે "કહાન" કરીને ચાહ્યા તેથી ઉલટી તેઓ જારણી થાય ! એ શું શંકા છે !

આગળ આખા વ્રજના અનુભવની વાત ને અદ્યાપિ જેનો જગવિદિત જીવનો પુરાવો દીવાળીનો ઉત્સવ ને શ્રી ગોવર્ધન ગિરિરાજ બીરાજમાન છે તેમાં આખા વ્રજને ઇન્દ્ર વરૂણ વાયુ વિજળીના પ્રબળ મારાથી સાત દિવસ સુધી ટચલી આંગલી પર આખો ગિરિરાજ ધારણ કરી તેમને આંચ ન આવવા દીધી. ને સોના હૃદયમાં એવું કોરાઇ ગયું કે તે કદી વિસરાવાનુંજ નથી. સાૈએ તે જોઈ નંદરાયને શ્રીકૃષ્ણ કોણ છે ? એ જાણવા પુછ્યું ને તેમણે પણ ત્યારે નીડરપણે ગર્ગાચાર્ય આવી જે કથા કહી ગયેલ તે તમામ પ્રકટ કરી, ત્યારથી આખા વ્રજને સુવિદિત થઈ ગયું હતું કે દેવના દેવ ઇન્દ્રના પણ સ્વામી શ્રીમન્નારાયણ પૂરણ કામી છે. પછી બીજા દૈત્યોથી ઉગારે જ ગયા, તેમાં સાૈએ ભાવદૃઢ ધારે ગયાં છે ને માનીજ લીધું. અનુભવસિદ્ધ વારંવાર થયા કીધું છે કે તે સર્વેશ્વર છે. વૃજજનનું રક્ષણ કરવાજ વૃજમાં આવી વસ્યા છે. તેમના પારાવાર ઉપકાર જેવા કોઈથી ન થઈ શકે. દેવ અસુર શત્રુ છતાં વાંકો વાળ ન થયો, ત્યાં તેને માણુસ ગણવાની શી બાળબુદ્ધિ જેવી વાત! એ રીતે સાક્ષાત બધું રહસ્ય આંહી કંહતાં પ્રકટ કરી દે છે કે—

**नखलु गोपिकानंदनो भवानखिल देहिना मंतरात्मदृक् ।**
**विखनसाऽर्थितो विश्वगुप्तये सख उदेयिवान्सात्वतां कुले ॥**

તું માત્ર ગોપિકાનો નંદન નથી એ વાત નક્કી છે. અખિલ દેહીનો અંતર આત્મા સાક્ષી છે. બ્રહ્માની પ્રાર્થના ઉપરથી વિશ્વના રક્ષણને માટે હે સખા! તું યાદવકુળમાં પ્રકટ થયો છે!

ચોખ્ખા શબ્દો છે કે અમે તને યશોદાનો નંદન ગણતાંજ નથી. ત્હારો જન્મ યાદવોમાં થયો છે. ત્યાં પણ તું કયાંથી આવ્યો ને કેમ! તે અમે જાણીએ છીએ. બ્રહ્માએ ક્ષીર સાગરપર પ્રાર્થના કરી ત્યારે વિશ્વનું રક્ષણ કરવા, તેને વચન આપ્યું તેથી ત્યાંથી મથુરાંને ત્યાંથી આંહી વૃજમાં આવ્યો છે. ને અમારાપર એટલી બધી કૃપા કે અમારો સખા થયો છે. વાસ્તવિક તું દેહધારી માત્રનો સખા છે. સાૈના ભીતર તું છે દરેકની અંદર છે. પછી તને ગોતવા જવું, તું ગોતવાથી જડે એ તો ભૂલ છે. ભ્રમ છે માત્ર ગ્વાલબાલ હોયતો તેમ બને પણ તું તો અમારામાં પણ છે. ત્હારે પ્રકટ થવું હોય ત્યારે થાય છે. બ્રહ્માએ પ્રાર્થના કરી તોપણ સદ્ય ન પ્રકટયા, ને જ્યાં પ્રકટવું ચાહ્યું ત્યાં રાતે આવીને સુતા ને તેના પુત્ર ગણાયા. અર્થાત્ અમારાબળથી નહીં આપની કૃપાથી અમારામાં આપ પ્રકટી શકો છો, ને થયું પણ તેમજ. શ્રી શુકદેવજીએ ત્યાંજ કહેલ છે **तासामाविरभूच्छौरी** તેમના વચમાંજ તે પ્રકટ થયા. એવા સાૈમાં વસતા સર્વેશ્વર પરબ્રહ્મ અંતર્યામી તે છે જ. એટલે તેને વળી દેહ અર્પવી કે દેખાડવી કે અડાડવી એ બધું નવું નથી. દેહ માત્રનો ને જીવનો ભોક્તા ખરોતો તે છેજ. એ રહસ્ય જાણીને અનુભવીને તેમણે તેને ચાહ્યો—ધ્યાયો ભોગવ્યો છે. બ્રહ્માનંદનો અનુભવ લીધો છે ને પોતાનો દેહ ને આત્મા સાૈએ કૃતાર્થ કીધો છે. કામભાવે તેમને ન્યાલ કરી નાંખ્યાં કારણ તે કોના પ્રતિ! જેનું શું મહાત્મ્ય! જેની અસર થયા વિના કેમ રહે? શુકદેવજી કહીજ ચયા કે ક્રોધ દ્વેષ ગમે તે રીતે પણ તેને અડે તેનો ગુણ શક્તિ તેનાપર અસર કરે તેમ આ શરદ આનંદ મૂળ "**तासांश्री**" વાળા પ્રસંગમાં પણ ભગવાને કુમારીકાઓનો ભાવ જાણ્યો છે ને જે વરદાનસાથે ભવિષ્ય પણ તેમને જણાવી દીધું છે. એ બે શ્લોકમાંજ બધું આવી જાય છે. એ પણ આંહી ટાંકીએ. તેના શબ્દોનો હવે વિચાર કરો.

**શ્રી કૃષ્ણવિશે થયો, હવે ગોપીઓ વિશે કરો.**

**तासां विज्ञाय भगवान् स्वपाद स्पर्श काम्यया ।**
**धृत व्रत्तानां संकल्प माह दामोदरोऽबलाः ॥**

પોતાના પાદ સ્પર્શની ઇચ્છાવાળાનો સંકલ્પ જે માટે તેમણે વ્રત ધારણ કરેલ તે જાણી ને ભગવાન દામોદર તે અબળાઓથી બોલ્યા—

તે કુમારીકા જે પ્રભુને પતિ તરીકે માગતી હતી તેનો હેતુ શું! પાદસ્પર્શની સત્તા મળે, શ્રી અંગની સેવા કરવાનો પોતાનો અધિકાર સ્થાપન થાય, પ્રભુ અડવા દે તો બને તે માટે યોગ્ય થાય તો અડાય તે માટે વ્રત કર્યું તે પુરૂં થયું એટલે એમના મનનું પ્રભુએ જાણ્યું શાથી! તે માટે "ભગવાન" શબ્દ લગાડેલ છે, કે તે સર્વજ્ઞ છે જ. એટલે "વિજ્ઞાય" સારી રીતે વગર કહે સૌના મનની સુધાં જાણે. બોલતાં માગતાં આવડે ન આવડે પણ મનોરથ સમજી જાય ને તે પુરા પણ કરે એવાજ છે તેનો કાંઈ પુરાવો! આંહીજ તુરત ઉત્તર દીધો, એટલુંજ નહીં આંહી જે વિશેષણ લગાડ્યું છે જે "દામોદર" છે જે ભગવાન ષડૈશ્વર્ય સં-પન્ન" તેજ એક ગોપીને મન થયું તો તેના દામણાથી બંધાયા એવા જણાયેજ ગયા છે. એટલે પુત્રભાવે બાંધવાનું મન થયું તો બંધાયા, તો પછી પતિભાવે બાંધવા મન કરે તે કેમ ન બંધાય! બંધનનો હેતુ બાંધનારનું બળ નથી તે તો અબળ છે. પણ તેમનો સંકલ્પ-પ્રેમ છે. પોતા પ્રત્યેતો જ્ઞાન પૂર્વક પોતાથી કોઈપણ જાતના સંકોચવગરનો સંપૂર્ણ પ્રેમ જોયો એટલે અહીંજ આગળ શબ્દો જુવો, શું બોલ્યા તે

**संकल्पो विदितः साध्व्यो भवतीनां मदर्चनम् ।**
**मयाऽनुमोदितः सोऽसौ सत्यो भवितु मर्हति ॥**

"હે સાધવીઓ! તમારે અમારૂં અર્ચન કરવું એવો જે સંકલ્પ છે, તે મને વિદિત થયો છે ને હું તેનું અનુમોદન આપુંછું એટલે તે પૂરો સત્ય થવોજ જોઇએ."

પ્રથમ સંબોધનજ સાધ્વીઓ કરીને લગાડે છે. અર્થાત્ તમારી વૃત્તિ કેવળ કામી જાર પુરૂષ જાણીને નથી થઈ પણ પોતાના પ્રભુ પ્રાણનાથ સમજીને, તેના થઈએ તો તેને માટે થ-ઇએ. તેને અર્પણ થઇએ તો ઠીક એમ ચાહવા માત્રથી તેમને સાધવી કહી. સદ્‌ભાવ તેજ સાધવી ને તેથીજ તે સંકલ્પને પોતે મંજુરી આપી ને ત્યારેજ તે પાર પડશે. નહીંતો ચેતનો તો સેંકડો સંકલ્પ કરે છે પણ બધા પાર ક્યાં પડે છે? "સાધવીને અર્ચન" શબ્દ વાપર-વાથી જરા તેમના મનમાં ગરબડ થઇ કારણ તેમણે પ્રભુથી પતિ સુખ કહો કે રતિસુખ કહો તે લેવું ચાહ્યું છે. તેનોજ છે. તેનાથી ઢશું છાનું, તેના વિનાનું તેમનું રૂંવાટું પણ નથી. એ જાણ્યું માન્યું ત્યારે તો તેમનાથી જૂદી લાજ પછી નથી કરી. જનથી છાનું પણ પ્રભુથી શું છાનું? ને શી રીતે રહે? પૃથ્વી માતા છે પણ તેની આગળ નગ્ન ન થાય તો મળત્યાગ શી રીતે કરે! પણ બેશક તેમને શ્રી અંગપર એવો પ્રેમ છે કે જેથી અંગમાં અનંગ પણ પીડે છે. તે અંગ અર્પણ કરવું. બીજા ઉપચાર પદાર્થથી નહીં પણ અંગથી સેવન કરવાની તેમની રૂચી છે. જેનું મુળેછે જેણે બતાવ્યું છે તેનાજ કામમાં લાગવા તેઓ ચાહે છે. બેશક તેમાં સ્વાર્થબુદ્ધિ શું—પરિક્ષીત રાજાના શબ્દમાં જારબુદ્ધિ છે, પણ તેથી શું? પ્રભુમાં તેવી બુદ્ધિ નથી. પ્રભુનું તેવું શરીર નથી કે જેને અડવાથી તેમને જાર પુરૂષને અડ્યાનો દોષ લાગે! તેમની દાનત ઠીક નથી છતાં કેમ દોષ ન લાગે? સ્હામી વસ્તુના ગુ-ણના પ્રતાપથી ચણોઠીને અડવાની દાનત છતાં આગ હોય તો દાઝે તે અગ્નિના ગુણને લઇને

વિષ સમજીને પીયે ને ઔષધ હોય તો ઔર લાભ કરે. તે તેના ગુણને લઇને. દાનત કામ આવતી નથી. વસ્તુશક્તિ કામ આવે છે. તે કહી ગયા કે પ્રભુનું શરીર નિર્ગુણમય પ્રકૃતિનું તો નથી પણ તેથી વિરૂદ્ધ શુદ્ધ સત્વમય છે. જેના સ્પર્શથી ત્રીગુણથી માઠી અસર દૂર થાય. કહી ગયા કે વિષ જાણીને ખાય પણ અમૃત હોયતો અમર થાય. તેમ બહુનું થયું છે. આરંભમાં એ વિશે કહી ગયા છીએ. વચમાં પણ કહેવાયું છે.

ભગવાનનું ધ્યાન પણ એટલાજ માટે કરવામાં આવે છે કે તેનું સ્મરણ અરે! તેનું નામ પણ ઇચ્છાતો શું દુર્વાસનાના પણ પરિણામરૂપ કૃતિ ને તેના પરિણામરૂપ પાપ દુઃખ ભય તેને પણ તે ટાળે છે. તો સાક્ષાત શ્રી અંગ સ્પર્શનું તો કહેવુંજ શું? આંહી અંતતઃ ભગવાન એ રહસ્યને સ્પષ્ટતમ કરે છે. તે ગોપીયોનેજ સાધવી શું કામ કહી? તે કહી દે છે કે તમે જે ભાવથી માગો છો તે હું જાણુંછું, પણ હું તેને મ્હારૂં અર્ચન ગણુંછું, ફળ ફુલ આપે તે અર્ચનતો હિત આપે તે અર્ચન કેમ નહીં બીજું આપે! તેથી પાપ ટળે તો હિત આપે તેનાં પાપ કેમ રહે! એ ન્યાયથી પણ બદલો ઉત્તમજ મળશે. પ્રભુની યોગ્યતા પ્રમાણે પ્રભુ કરશે તેમ થશેજ. તે માટેજ પોતે તેવું શરીર ધારણ ધરી પ્રકટે છે. ત્યારેજ પતિતપાવનત્વ તેનું સિદ્ધ કરે છે. કેવાં કેવા પતીત તેનાથી તરે છે તે શી રીતે? કોઈ પણ પ્રકારે તેના સંબંધમાં આવવાથી ગમે તે કારણે જળમાં પડે ને પલળે છે તેમ પ્રભુ કહે છે.

न मय्या वेशित धियां कामः कामाय कल्पते ।
भर्जिताः कथिता धाताः प्रायो बीजायनेष्यते ॥

"મ્હારામાં કામ ભાવથી મુકેલ બુદ્ધિ કામ નહીં ઉપજાવે જેમ શેકેલ ધાન્ય બીજને માટે કામ ન લાગે તેમ" દ્રષ્ટાન્તમાં **प्रायः** શબ્દ છે કારણ જો પુરેપુરૂં ન શેકાયું હોય તો તે બીજ ઊગે પણ ખરૂં, પરંતુ સિદ્ધાન્તમાં તેમ નથી. જુવો અગ્નિ પટાન્તરે સ્પર્શ આડું પાત્ર હોય ને દાણો શેકાય છતાં તેમાંથી ઊગવાપણું જતું રહે છે. તેમજ આડી દેહ છતાં પ્રભુને અડાય તો તે જીવને ફરી જન્મવાપણું નથી રહેતું તેમની વાસના કામભાવ ભીતરનો પણ બળી જાય છે. પછી બ્હારની શાન્તિનું પુછવું શું? અને હકિકતમાં જ્યારે ભીતરની વાસના–પટ મળ હઠે છે ત્યારેજ આત્માની ખરી પ્રભા ખૂલે છે. ત્યારેજ તે પરબ્રહ્મ શું કયાં કોણ કેવા થાય છે? તેના શા ગુણશક્તિસ્વાદ છે? તેનો અનુભવ સુખે પૂરો લેવાય છે. તે આ સંબંધથી ગોપીયોને થયો તે સદાને સારૂં રહ્યો છે. તેઓ જેમ દાણો શેકયો તે જીવન મુક્ત તેમ જીવનમુક્ત થઇ ગઇ હતી. તેની પરીક્ષા મૈત્રેય મહર્ષિના મહાનશિષ્ય જે ભગવાનના પરમભક્ત જેની વિરક્તિ અદ્યાપિ બદ્રીનારાયણ વાસથી શાસ્ત્રવિદિત છે તે શ્રીઉદ્ધવજીના ને એજ ગોપીયો સમાગમમાં પ્રસિદ્ધિમાં આવી છે. એ પ્રસંગ આ દશમસ્કંધમાંજ શ્રીશુકદેવજીએ કહી દીધો છે. જેથી તેને ગોપીયો પરમસાધ્વી પરમભક્ત માટે જે પરિક્ષીત મહારાજને શંકા ઉઠેલ તે છેકજ જતી રહે. થોડા શ્લોક એ પ્રસંગમાંથી ટાંકી દઇએ એટલે ગોપીનું સ્વરૂપ પુરૂં સમજાઇ જશે. પછી આ વિષયમાં વધુ કહેવાનું નહીં રહે.

क्किमस्माभिर्वनौ कोभिरन्याभि र्वा महात्मनः ।
श्रीपते राप्त कामस्य क्रियताऽर्थः कृतात्मनः ॥१६॥ अ. ४६-४७

"અમો જે વનમાં રહેનારી તેનાથી વા બીજીઓથી તે મહાત્મા શ્રીપતિ આપ્તકામ કૃતાત્માને શું પ્રયોજન હોય!"

તેઓ શ્રીકૃષ્ણ કોણ છે તે જાણે છે. મહાત્મા કૃતાત્મા એટલુંજ નહીં. આપ્તકામ એટલે પૂર્ણકામ તે શ્રીપતિ-જગતના સ્વામી એટલે પોતે જાતે પૂર્ણકામ પૂર્ણ ને વળી શ્રીનાજ સ્વામી તેને જાતે પરવા નથી. સ્ત્રી જોયતી હોય તો શ્રીછે પછી બીજી દેવ સ્ત્રીયોનું પણ પ્રયોજન નહીં ત્યાં અમારૂં વગડાઊનું તો શું કામ હોય ? સેવા સારૂ પોતેજ પૂર્ણ શ્રી જેવાં સદા સમર્થ દીવ્ય મહીષી સેવા કરે છે પછી બીજી શ્રીમંતની શ્રીમંતાઇનું પ્રયોજન નહીં, તો વનચર પાસે હોય પણ શું ! અથવા પૂર્ણકામ સર્વેશ્વરને વનવાસીયોનું શું પ્રયોજન ! અથવા આપ્તકામ છતાં શ્રીનાપતિ છે તો બીજાના અથવા અમારા વતી કાં ન થાય ! એમ વ્યંગ છે પણ પ્રત્યક્ષ વાત એજ કે પ્રભુની પ્રભુતા ને પોતાની લઘુતા તે સંપૂર્ણ સમજે છે. તેને કોઇની કશી કદી તમા નથી એ સારી રીતે જાણે છે ને તે હોય તોપણ પોતાનો તેનો મુકાબલો સંભવતોજ નથી, એ સંપૂર્ણ સમજે છે ને તેવે પ્રસંગે લૌકિક રીતે શું કરવું જોઇએ ! તે પોતે દૃષ્ટાન્ત સુદ્ધાં કહે છે--

**परं सौख्यं हि नैराश्यं स्वैरिण्यप्याह पिंगला ।**
**तज्जानतीनां नःकृष्णे तथाऽप्याशा दुरत्यया ॥ अ. ४७. श्लो. ४७**

"નીરાશી એ પરમ સુખ છે એમ તે પિંગળા વેસ્યાએ કહેલ છે, તે અમે જાણીએ છીએ છતાં અમારામાં જે શ્રીકૃષ્નની આશા છે તે તજવી કઠણ છે"

અર્થાત્ પિંગળાને છુટી પણ અમને એની આશા નહીં છુટે, એટલે એ દુઃખ તો અમારા કર્મે લખ્યું કહો કે અમે વ્હોર્યું કહો કારણ જાણીયે છીયે કે આ અવતારે એ આશા પૂર્ણ થાય તેમ નથી છતાં તે છુટે તેમ નથી તેનું કારણ !

ગોપીયોના મુખથી કહેવા કરતાં શ્રી ઉદ્ધવજીના મુખથી કહેવું ઠીક પડશે તે તટસ્થ છે.

**एताः परं तनुभृतो भुविगोपवध्वो गोविंद एव निखिलात्मनि रूढभावाः ।**
**वांच्छंति यद्भवभियो मुनयो वयं च किं ब्रह्म जन्मभिरनंत कथा रसस्य॥४७-५८**

"ઉદ્ધવજી ગોપીનું પુરૂં સાંભળી તેમની રીતભાત જોઈ છેવટ તેમને વંદન કરતા થકા આ બોલ બોલ્યા છે કે દેહ ધારીને પછી આથી વધુ કાંઇ ન જોઇએ જે ગોપની વધુઓને ગોવિંદ સર્વના આત્મામાંજ જેવો રૂઢ ભાવ છે." બસ એવો રૂઢ ભાવ થાય તો પછી દેહ ધરવાનો અર્થ પુરો થયો તેની કૃતકૃત્યતા આવી ગઇ, દેહથી જે કરવાનું તે થઇ ચૂક્યું. કર્તવ્ય તરીકે કશું શેષ ન રહ્યું. હવે તો ફળ ભોગવવુંજ ! સંસારથી ડરેલા મુનિયોને અમે જે ચાહીએ છીયે તે આ છે. અર્થાત્ એવો ભાવ મુનિયો જે મુમુક્ષુ છે, તેમનો પણ નથી થયો ને અમે ભકતોમાં સખામાં ગણાયા તેમનો પણ નથી થયો; પણ થવોજ જોઇએ તે હજી અમે ચાહીએ છીયે તે માટેજ યત્ન કરીએ છીએ વા કરશું. તેવા થયેજ અર્થસિદ્ધિ છે અર્થાત્ તેનાથી મુનિ ને પોતે બેઉ ઉતરતા છે. દેહથી તો ચઢતા છે મુંનિ બ્રાહ્મણ પોતે ક્ષત્રી ને આ તો ગોપ વૈશ્ય તેની પણ સ્ત્રીયો. પણ તેથી શું ! જે ઉત્તમ દેહથી અંત મળી શકે તે તેમને આ દેહમાં મળી ચૂક્યું. અનંતની કથામાં આવે છે. જેને રસ મળ્યો છે, ભજન રસ બ્રહ્મકથારસનાં જે લ્હાવાં ભોગી થઇ ચૂક્યાં હવે તેને બ્રાહ્મણની દેહનું શું પ્રયોજન ! જે ધરે વેદ ભણે, અર્થ સમજે મુમુક્ષુ થાય, અનુષ્ટાન કરે પાપ હઠે, પ્રેમ પ્રકટે, પછી બ્રહ્મ જ્ઞાન, બ્રહ્મની વાર્તામાં લાગે, તેઓ મને તે સ્વાદ—તે અધિકાર છેજ આ એ સ્થિતિ ભોગવે છે. સામાન્ય દૃષ્ટિવાળા જે તેમનાપર દોષ મુકે છે તે તેમને હલકી નજરથી જુવે છે. તેમાં કાંઇ સત્યાંશજ નથી, એમ નથી પણ તેમ હતું છતાં તો

કેવી થઇ ને તે શાથી? એ બધું એકજ શ્લોકમાં ઉદ્ધવજી કહે છે. અમારે માટે કહેવાનું ને તમારે માટે સમજવાનું બાકી રહે તેવું નથી રાખ્યું.

"**क्वेमाः स्त्रियोवनचरी र्व्यभिचारदुष्टाः**" ક્યાં આ સ્ત્રીયો વનચારી, વ્યભિચારી દુષ્ટ!" બસ કહી રહ્યા અજ્ઞાની ને પાપી સ્ત્રી હોઇને, આથી વધુ કોઈ શું કહેવાના હતા! જાતિ નીચ તેમાં સ્ત્રીત્વ નિચ તેમાં બુદ્ધિ મંદ હોય તેવા પ્રદેશમાં વાસ, પશુનાજ સંગી ને તેમાં પાછુ કૃતિથી દુષણ તનને મનને સંગ બધોજ સરખો, વાત આવી રહી, એક બાજુ થઇ, પણ તેમ તો હતી! થઈ છે તે શું! જેને તે પગે પડ્યા તે શું જોઈને!" **कृष्णे क्वचैव परमात्मनि रूढ भाव**: " કૃષ્ણમાં એટલે પરમાત્મામાં એમનો ક્યાં રૂઢ ભાવ!" આ બીજી હદ. પરમાત્મામાં રૂઢ ભાવ તે પ્રકટ પુરૂષોત્તમ પૂર્ણ બ્રહ્મમાં, ને પૂર્ણ ભાવ તે કેટલો ને કેવો! જેમ તેની નીચતા વિશે તો કાંઇ કહ્યું આંહી તો **क्व** કહીનેજ અટકી ગયા એની હદ નથી. અનંતમાં અનંત ભાવ છે. તેનો થાહ લાગે તેમ નથી. તેની હદ રહેવાની પણ નથી. તે વધેજ જશે! એમ થયું શાથી! તેમણે કાંઈ કર્યું! **અજામેલ** પેઠે ત્યાગ પશ્ચાતાપ, તપ, જપ! નહીં. કશું નથી કર્યું ને બધુંજ થયું તે શી રીતે! તેમના પૂર્વના પૂર્ણ પુન્ય પ્રતાપે તેમનો ત્યાં તે દેહમાં જન્મ થયો તે વેળા જ્યાં તે પ્રભુનો સાક્ષાત્ સંગ અનુભવ સદૈવ વટમાં વસે વસે પામ્યા!

" **नन्वीश्वरोऽनु भजतोऽविदुषोपि साक्षात् च्छ्रेयस्तनो त्यगदराजइवोपयुक्तः**

ઇશ્વરનું અનુભજન અજાણતાં પણ થયું, તેનું આ પરિણામ આવ્યું સૌનું ભજન ને આ ભજન જૂદું કારણ અહીં સાક્ષાત્ પ્રકટ પ્રભુ હતા. તેનું પ્રકટ સેવન થયું, એટલે પરમ શ્રેય પરમ લાભ મળ્યો. જેમ અમૃતનું સેવન અજાણતાં કરે તોપણ અમર થાય, ઔષધના સેવનથી બીમારી મટે તેમ પ્રભુનો પ્રભાવ! તેથીજ આ ફેરફાર! તે કેવો! પૂર્વાર્દ્ધમાં કહ્યો એવો થઇ ગયો આ પ્રમાણે પૂર્વ સ્થિતિ પછીની સ્થિતિ ને તેનું કારણ ગોપી ને કૃષ્ણનો સંબંધ તે પરિણામ બધું આવી ગયું, દષ્ટાન્ત સાથે ને અનુભવી ઉધ્ધવજીની સાક્ષીથી.

ગોપીયોનું પોતાનું વચન છેવટ જ્યારે ઉધ્ધવજી વ્રજથી મથુરા પધારવા માંડ્યા ત્યારે શું થયું! તે જુવો એટલે ગોપીયો શું થઇ છે! તેનો ઓર વધુ ખ્યાલ આવી જશે.

**मनसो वृत्तयो नः स्युः कृष्ण पादांबुजाश्रयाः ।**
**वाचोऽभि धायिनी र्नाम्नां काय स्तत्प्रह्वणादिषु ॥ ४७–६६**
**कर्मभि र्भ्राम्यमाणानां यत्र क्वापीश्वरेच्छया ।**
**मंगलाचरितै र्दानै र्मतिर्नः कृष्ण ईश्वरे ॥ ४७–६७**

મનની વૃત્તિયો અમારી **શ્રી** કૃષ્ણના ચરણકમળનો આશ્રય કરે ને અમારી વાણી તેનું નામ લીધાં કરે, અને અમારી કાયા તેમને પ્રણામ કર્યા કરે એટલે કાયા વાચા ને મનસા તેના માટેજ વપરાય. જે બોધ પ્રભુએ દીધો હતો તે પૂરો લાગ્યો છે કે નહીં! તે તપાસો ધન ધાન્ય પશુ, પુત્ર કાંઈ માગ્યું! પોતાનું સુખ બીજું માગ્યું, દાસીત્વ સ્વીકાર્યું, કિંકરી થવા ચહ્યું તે થઇ છે જ પણ કાયમ રહેવા માગે છે. સુખ માટે નહીંજ સ્વાર્થ માટે નહીં, કામ ભોગ માટે નહીં, એક જન્મ માટે નહીં બીજા શ્લોકમાં કહે છે. "અમારા કર્મથી અમે ઇશ્વરઇચ્છાથી જે થાય તે મંજુર. પોતાની ઇચ્છાથી જે "સારાં કામ દાન થાય તેનું ફળ અમારી કૃષ્ણમાં મતિ રહે, અર્થાત પ્રારબ્ધ ભોગવશું. કાયા વાચા મનસા કૃષ્ણચરણનું જ સેવન અવલંબન રાખશું ને તદુપરાંત જે શુભ કામદાન કરવા

લાગ આવશે તે કરવા પણ ચૂકશું નહીં. પણ તે પણ અમારાં જાતિ સુખ દુઃખ ખાતામાં નથી જમાં થવા માગતાં ! એ તો ભોગવીજ લેશું પણ શ્રી કૃષ્ણમાં મતિ એ તેનું ફળ અમને મળવું. અર્થાત્ આ મતિ ન ટળવા અમારાથી બનશે. તે અમે કરીશું ને બાકી પ્રભુની સ્હાય જે આપ પ્રભુના જન—દૂત પ્રભુ પધારો છો તો અમારી વતી પ્રાર્થના પહોંચાડજો. આ શ્લોકમાં ઉપાય ને ફળ બધું આવી ગયું. પ્રારબ્ધ રહી શુભ કર્મદાન કર્યાં તેનું ફળ કૃષ્ણમાં મતિ માગી. કારણ પૂર્વજન્મમાં એવાં નિષ્કામભાવથી અનેક કરેલ તેથીજ આ દેહે આસ્થાનો લ્હાવો યોગ આવે ત્યાં અવતર્યાં. તેમાં પાછું રળી લીધું કામભાવતો નિમિત્તમાત્ર હતું તે તો ક્યાંહી ટળી ગયું ગળી ગયું પ્રભુથી જીવન મળી ગયું ને લ્હાવું તે ફળી ગયું તે કેવો ભાવ હશે ! તેનો ખ્યાલ અમને તમને શું આવે ? લ્હાવું માગનારને નજરે જેણે જોયા તેને આવ્યો ને તે છેવટ એટલા બધા તેમના પ્રભાવથી પિગળી ગયા કે લ્હાવું માગ્યું. જે **શ્રી** શુકદેવજીએ સ્પષ્ટ ટાંકી રાખ્યું છે.

**आसा महो चरणरेणु जुषा महं स्वां वृंदावने किमपि गुल्मलतौषधीनाम् ॥**
**या दुस्त्यजं स्वजनमार्य पथं च हित्वा भेजु मुकुन्द पदवीं श्रुतिभिर्विमृग्याम् ॥**

" અહો ! અમે એમના ચરણની રેણુંની સેવા કરનારાં વૃંદાવનમાં ગુલ્મલતા ઔષધીમાંથી કોઈપણ થઈએ ! કે જે દુસ્ત્યજ પોતાનાં જનનો આર્યપથ તેને છોડીને શ્રુતિ જેને શોધે છે તે મુકુંદના માર્ગનું સેવન કરે છે "

ઉદ્ધવજી કહે છે—ગોપી થવું તો બહુ મ્હોટી વાત છે પણ જો જન્મ ફરી આવે તો આ વૃંદાવનમાં. મનુષ્ય પશુ પક્ષી તો નહીં પણ વૃતા ગુલ્મલતા ઔષધી કોઈ પણ એવા આવે કે જેથી આ ગોપીયો—લ્હાવી ગોપીયોનો પદરજ અમને અડે ! તે પોતે એટલી પવિત્ર થઈ ગઈ. શ્રી ઉદ્ધવજી માને છે કે તેમના પદને સ્પર્શીત રજ યદી તૃણ લતા ગુલ્મ દેહ ધારીને અડે તો તે પણ પાવન થઈ જાય ? એવી પવિત્રતા તે કઈ ? તે ઉત્તરાર્ધમાં કહે છે. આર્યપથ સાધારણ ધર્મ પતિ, પિતા, પુત્ર, ભાઈ, ઘર, ધન માલમતા સ્વર્ગ પુત્ર એને ચાહવું. એમાં લપટાવું લોભાવું તો સૌથી બને પણ તેને છોડીને તેજ મન કાયા વાણી પ્રભુમાં જોડવી એ બહુ કઠણ છે પ્રથમ તો તેમાં વસતાં છતાં તેમાંથી વૃત્તિ છુટવી એ કાંઈ સહજ વાત નથી. એ ત્યાગી સૌથી ચઢીયાતા છે તે તેજ પુરા પવિત્ર છે. જેનાં મન પણ વાસના રાગ દ્વેષયુક્ત નથી, પછી તેમની ક્રીયા તો ક્યાંથીજ તેવી હોય ! અર્થાત્ મન શુદ્ધ એટલે તન ક્રીયા શુદ્ધ હોયજ પણ એથી આગળ વધી શ્રુતિ વેદાંત જેનો વિચાર—શોધ જેને મેળવવા પ્રયાસ કરે છે–પ્રયાસ કરતાં શીખવે છે. જે મુમુક્ષુ લોક તે ઉપયોગી ઉત્તમ અધિકારી તે માટે ઉત્તમ શાસ્ત્ર શીખવે છે, તેનું અનુષ્ઠાન કરે છે. મુક્તિને દેનાર જે મુકુન્દ તેની પદવી તેનો માર્ગ તેનું ધામ મેળવવા તેનું આ રીતે સેવન કરે છે તેમાં મુકુંદ વશ્યાજ છે. તેમાં પ્રકટ રહે છેજ. તેઓ સ્મરણ બન્યું રહે એવું માગે છે. એટલે તેમના આત્મા આરૂઢ છે, તેઓ પ્રભુનાં હાલતાં ચાલતાં મંદિર સાક્ષાત પરમ પવિત્ર છે. એમનું નામ ગોપી, એ તેમના આચાર વિચાર ને તેમને માટે લ્હાવા ભક્તોને લ્હાવું માન છે. ને તેથી જે એવા હશે અથવા થશે તેમને તેવુંજ માન તેમને માટે ઉપજશે એટલે તેઓ તો પ્રભુને પણ " શ્રી ગોપીજન વલ્લભાય નમઃ " કરી ઓળખશે પ્રણમશે. અમે તેમજ કરી અહીં આ પ્રકરણ પુરૂં કરીએ છીએ ને કહીએ છીએ.

**—જય શ્રી કૃષ્ન ગોપી ! જય—**

**—समाप्त—**

# —ખાસ સૂચના.—

## પાંચમા વર્ષની મહાભારત ભેટો !!!

અમ્હારા આનંદ પત્રનું પાંચમું વર્ષ આવતા માસ સપ્ટેમ્બરથી શરૂ થશે. ચાલુ વર્ષમાં ન્હાની મ્હોટી ( ૬ ) **ભેટો** અમો ગ્રાહકોને આપી ચૂક્યા છીએ.

## બે રૂપિઆના લવાજમમાં બે ત્રણ રૂપિઆની ભેટો !!

આપવાનું સાહસ અમારા માનવંતા આશ્રયદાતાની ખાસ કૃપાવડેજ થઈ શક્યું છે. આ કરતાં પણ **વધુ સાહસ** પાંચમા વર્ષ માટે ઉઠાવ્યું છે.

## પાંચમાં વર્ષની પહેલી ભેટ.

**બ્રહ્મસૂત્ર** ( ભાષ્ય ) સૂત્ર, અધિકરણ **અર્થ** અને વિવેચન સાથે ડેમી ૮ પેજી પચાસ ફરમાનો ઉંચા ગ્લેઝ કાગળ અને સારી બાંધણીથી બાંધેલો અપૂર્વગ્રંથ **નેક નામદાર લીંબડી મહારાજા સાહેબ** બહાદુરની સંપૂર્ણ સહાયથી છપાયેલ છે.

## બીજી ભેટ.

**મણિપ્રવાલહાર.** બીજો ભાગ-રોયલ ૮ પેજી લગભગ ૨૫ ફરમાનો ગ્રંથ મુંબઈના સુપ્રસિદ્ધ શેઠ **ધરમશી મોરારજી ગોકળદાસ** અને **શેઠજી નરોતમદાસ મોરારજી** એ-આશ્રીની મદદથી છપાયેલ છે.

## ત્રીજી ભેટ.

**શ્રીગુણરત્નકોશ**—અમારા આનંદપત્રમાં લેખ વગેરેની મદદ આપનાર સદાનાં હિતચિન્તક **અ. સૌ. બ્હેન સુમતિ લલ્લુભાઇ શામળદાસે** સંસ્કૃત ઉપરથી ગુ. માં પદ્ય, તેનો **અર્થ** અને વિવેચન સાથે ઉંચા કાગળમાં છપાવી છીંટના પાકા પુંઠાથી તૈયાર કરાવેલ આ મનોહારી ઉત્તમ ગ્રંથ છે.

ન્હાવી ઉમદા અને અપૂર્વ ભેટો માત્ર આનંદના લવાજમના રૂ. ૨) એમાંજ મેળવવાને કોણ ભાગ્યશાળી નહીં થાય !! આ ભેટો વર્ષારંભેજ પ્હેંચવામાં આવશે.

જેઓ સાહેબનું પાંચમા વર્ષનું લવાજમ ભેટોના પોસ્ટેજ સાથે રૂ ૨-૫-૦ આવેલ હશે. કિંવા **વી. પી. પી.** કરવાનો ઓરડર આપ્યો હશે તેમને જ સદરહુ ભેટો મોકલવામાં આવશે. આશા છે કે આ વિનંતિ ધ્યાનમાં લઇ **વી. પી. પી.** ના હુકમો આપવા અમ્હારા દાના ગ્રાહકો શરૂ કરશે. આપ વિચાર કરશો તો જણાશે, કે **વર્ષારંભેજ વર્ષના લવાજમ ઉપરાંત પૈસા વળી જાય છે !! છે કોઇ માસિક કે ન્હાવી ઉમદા લવાજમ ઉપરાંતની ભેટો આપી શકે ?**

## —બીજી નમ્ર પ્રાર્થના—

અમોને સંપૂર્ણ આશા છે, કે આ અમ્હારી નમ્ર અરજ ઉપર નિધા કરી દરેક દાના ગ્રાહક નવી સાલ માટે નિદાન એકેક ગ્રાહક પણ વધારી આપશે તો અમોને વધુ ઉત્સાહ થતાં વધુ **સાહસ**માં ઉતરવા અમો શક્તિમાન થઇ શકીશું. **આશા અમર છે.**

આવતા વર્ષથી અમ્હારા આનંદના મુખ્ય લેખક તરીકે **ભાઈ—બ્હેન** છે. એ પણ અમ્હારે જણાવી દેવું જોઇએ, **આખ્યાન નાટક, નૉવેલ, કૃષ્ણવિજય, સદુપદેશ** આદિ મુખ્ય વિષય હોઇ બીજા પરચુરણ વિષયો પણ ચાલુ રહેશે. હવેથી આનંદપત્ર કાંઈ નવાજ રૂપમાં બહાર આવશે. જે જોવાથી-વાંચવાથી ખાત્રી થશે.

**અધિપતિ—આનંદપત્ર.**